# ખ. જેહગીર શેહરીયાર

ઉર્ફે

# ચાહે-વતન.




શાહનામાના લેખક.

શાએર ફીરદોસી-તુસી.

૧૩૦૦ વરસ અગાઉનો ઇરાનની તવારીખમાં નોંધાયલો

પારસી પાદશાહતનો યાદગાર કીસ્સો

રજુ કરતો નાટક.

# યઝદેગર્દ શેહેરીયાર

ઉર્ફે

# યાદે-વતન.

---

લખનાર :—**S. N. P.**

---

છપાવી પ્રસીધ કરનાર

માદન થીએટર્સ લી૦ ના મેનેજીંગ એજંટો.

જે. એફ. માદનની કું૦ કલકત્તા.

---

ભજવી બતાવનાર.

ધી પારસી એલફીન્સ્ટન થીએટ્રીકલ કું૦.

---

કીંમત રૂપીયો એક.




યઝદેગર્દ શહેરીયાર—ઇરાનનો છેલ્લો પારસી શહેનશાહ.

# બનામે ખુદા.

---

## યઝદેગર્દ શહેરીયાર.

---

### નાટકની ઇતિહાસીક તવારીખ અને વંશાવલી.

---

ઇ૦ સ૦ ૫૯૧ થી ૬૨૬—ઇરાન પર શહેનશાહ ખુશરવ પરવીઝનો રાજ અમલ.

„ ૬૨૮ —શહેનશાહ ખુશરવનું મરણ.

„ ૬૩૨ —યઝદેગર્દ શહેરીયારનો તખ્તનશીન થવાનું સાલ. પારસીઓનો હાલનો સન આજ દિવસથી શરૂ થયોછ જે હાલમાં ચાલુ છે.

„ ૬૪૧ —નીહાવંદની લડાઇ જેમાં ઇરાનીઓ હારી ગયા.

„ ૬૫૧ —યઝદેગર્દને કતલ કરવામાં આવ્યો.

„ ૬૫૧ થી ૭૫૧—પારસીઓએ નાસી કોહેસ્તાનના પહાડી મુલકમાં આશરો લીધો.

„ ૭૫૪ —પારસીઓ મકરાનની દક્ષિણે આવેલા ઓરમઝના ટાપુ તરફ ગયા.

„ ૭૬૬ —પારસીઓ ઓરમઝના ટાપુમાંથી પરદેશ જવા નીકળ્યા.

„ ૭૬૬ થી ૭૮૫—પારસીઓ દીવ બંદરમાં રહયા.

„ ૭૮૫ —પારસીઓ સંજાણમાં આવી વસ્યા.

„ ૭૯૦ —પારસીઓએ સંજાણમાં પહેલવહેલું આતશ-બહેરામ બાંધ્યું.

---

## નાટકના મુખ્ય પાત્રો.

---

**શાહેનશાહ ખુશરવ પરવીઝ**—ઈરાનનો શાહેનશાહ સને ૫૯૧ થી ૬૨૬ સુધી એને ઈરાન ઉપર રાજ કીધું.

**શાહઝાદા શહેરીયાર**—શાહેનશાહ ખુશરવ તથા શાહબાનુ શીરીનનો બેટો.

**યઝદેગર્દ**—શહેરીયારનો બેટો.

**નૌશીરવાન**—પહેલવાન.

**બરઝોર**—પહેલવાન.

**શેખ મગુરા**— આરબ સરદાર.

**નૈર્યોસંગ ધવલ**—પારસીઓનો ધર્મગુરૂ જેની બાંહેધરી હેઠળ પારસી ટોલો ઈરાનથી હિંદુસ્તાન આવ્યો.

**ખુશરૂ ચક્કીવાલો**—માહુઇસુરીની ધાકથી ડરી જઈ, તેના ફરમાવ્યા મુજબ યઝદેગર્દનું ખુન કરનાર ઈરાની ચક્કીવાલો.

**માહુઇસુરી**—યઝદેગર્દનો એક વખતનો દોસ્ત, પણ છેવટે પૈસાને ખાતર તેનું ખુન કરાવનાર સુબો.

**હોશંગ**—નજુમી.

**હાફેદ**—નૌશીરવાને ધારણ કરેલું અરબી નામ.

**મહારાજ જાદવરાણા**—સંજાણનો રાજકર્તા.

**કએખુશરો**—ઈરાની રૈયત.

**અરબાબ અસફંદીયાર**—પીરોજાનો કાકો.

**ખુશરૂ**—કએખુશરૂનો પડોસી.

**સલામત**—કએખુશરૂનો નોકર.

---

**શાહેનશાહબાનુ શીરીન**—ખુશરવની રાણી.

**મહેરઅંગેજ**—શહેરીયારની ઔરત.

**પીરોજા**—કએખુશરૂની અદરાયલી મહેરદાર.

**ગુલનાર કાકી**—કએખુશરૂનાં કાકી.

**ગુલ કાકી**—ખુશરૂનાં કાકી.

**હીનદા**—નૌશીરવાન પહેલવાનપર આશક પડનાર અરબ છોકરી.

## અર્પણ.

મારાં મરહુમ માતાજી, ગુલબાઇને, બેટા સોહરાબની દુખી તેમજ સુખી લાગણીઓથી લખાયલો આ બીજો નાટક "યઝદેગર્દ શહેરીયાર" અર્પણ કરવામાં આવ્યો છે.

વહાલાં માતાજી,

તા૦ ૭ મી સપ્ટેમ્બર ૧૯૨૮ ને દીને હું ને મારી વહાલી મહેરદાર અમેરીકાનાં સેનફ્રાન્સીસ્કો બંદરથી હિંદુસ્તાન આવવા ઉપડ્યા ત્યારે તમોને ચંદરોઝમાં મલશું એ વિચાર હમારાં મનને ખુશ કરતો હતો. હમારી સ્ટીમરે "હોનોલુલુ" નું બંદર કીધું અને ત્યાંની એક દુકાનપરથી હમોએ મુંબઇ લાવવા એક ચિત્ર, જેમાં નીચે પ્રમાણે લેખ હતો, તે ખરીદ્યું :—

MOTHER—

M-is for the million things
she gave me
O-means only that she's
growing old
T-is for the tears she shed
to save me.
H-is for her heart of
purest gold
E-is for her eyes with
love-light shining
R-means right and right
she'll always be.
Put them all to-gether
they spell MOTHER
A word that means the
world to me

આ ચિત્ર જ્યારે હમોએ ખરીદ્યું ત્યારે મને સ્વપ્ને પણ ખબર નહતી કે તમો માંદગીને બીછાને હતાં. હોનોલુલુથી કોબી બંદરે આવતાં તેર દિવસની ચાલુ લાંબી સફર દરમ્યાન એક દિવસે તમોને મેં સ્વપ્નામાં જોયાં, તમોએ હેતથી કોટી કીધી, જે આજે પણ હું યાદ કરૂં છું. ઉપલી સફર દરમ્યાન હાલના આ નાટકના કેટલાક સીનો હું "પ્રેસીડંટ હેઝ" સ્ટીમરપર ખુશાલ જીવે લખતો હતો અને મુંબઇ આવી તમો આગલ તે વાંચી સંભલાવવાની ઉમેદમાં હતો ત્યારે હમોને સહેજબી ખ્યાલ નહતો કે તમો જીન્નતગુઝીન થયાં હશો. તમારાં મરણની ગમખ્વાર ખબર હમોએ કોબી બંદરે પુગતાં સાંભલી ત્યાં સુધી દરરોજ હમો મુંબઇ નઝદીક જતાં હતાં અને તમારા મીઠા મધુર ચહેરાનાં દર્શન કરવાની, અને તમોને મારો લખેલો નાટક વાંચી સંભલાવવાની, અને જેમ પહેલો નાટક "ખુશરવ-શીરીન" તમોને પસંદ પડયો હતો તેમ આ નાટક પણ જરૂર તમારી પસંદગી મેળવશે એવી ઉમેદમાં હમો ખુશાલ મુસાફરી કરતાં હતાં.

માતાજી, મને સાત વરસનો બાળક, પિતાજી તમોને સોંપી ગયા, અને ત્યાર પછીના ચાલીસ વરસ તમારી મીઠી મહોબ્બત મારા સાથ, અતી ગરીબ સંસારે પણ તમોએ મને ઉછેરી દુન્યામાં હાલની સ્થિતીએ પહોંચાડયો તેમાં તમારી ભલાઇ, તમારી કાળજી, તમારા આશીષ અને ભલી દુવા સિવાય બીજું શું હોઇ શકે? તમારી યાદ સદા મારા દિલમાં કાયમ રહેશે. તમારા આશીષ, તમારી ભલી દુવા પેલી મીનોઇ જહાનમાંથી પણ તમારા બેટા સોહરાબપર અને તેનાં ફરજંદોપર મોકલ્યા કરજો અને ત્યાંથી પણ સર્વેને તપાસતાં રહેજો, નેકી નીતિનો રસ્તો બતાવતાં રહેજો કે જેથી આ ફાની દુન્યામાં હું મારી જીંદગીનો ફેરો સફળ કરી, મારી કોમ તરફની, દેશ તરફની, દુન્યા તરફની ફરજ અદા કરતો રહું. પરવરદેગાર તમારા આત્માને, અષો રૂવાનને શાંતિ બક્ષો!

લી૦ તમારો તાબેદાર બેટો,

**સોહરાબ.**

૭-૯-૧૯૩૦.

# એક ટુંક ખુલાસો.

——(૦)——

મહેરબાન વાંચનારાંઓ,

આ મારી બીજી કોશેષ "યઝદેગર્દ શહેરયાર" ઉર્ફે "યાદે વતન" માડન થીએટર્સ લી૦ તમો સમનુખ રજુ કરે છે. યઝદેગર્દ શહેરયારના અમલથી આપણો પારસી સને શરૂ થાય છે તેને લગભગ ૧૩૦૦ વરસ થયાં છે. ૧૯૨૭ માં મારે હાથે લખાયલો "ખુશરવ-શીરીન" મુંબઇના તમાશબીનોને અને ખસુસ કરીને પારસીઓને ઘણોજ પસંદ પડયો, અને જે ઉત્સાહથી તે જોવાયો છે અને જે ફતેહમંદીથી તે ભજવાયો છે તેને પરીણામે આ "ખુશરવ-શીરીન"નો બીજો ભાગ "યાદે વતન" લખવાની મને કંઇક ઉલટ થઇ છે, એમ મારે ખુલ્લું કબુલવું જોઇએ. આ ખેલ મોટે ભાગે મારી યુરોપ અમેરીકા અને હિંદુસ્તાનની મુસાફરી દરમ્યાન લખાયો છે, કારણ મુંબઇની મારી ભારે જંજાલોમાં તે માટે વિચાર પણ કરવાનો વખત હું ફાજલ પાડી શકું નહિ. આ નાટક લખવામાં હાલની પારસી ઔલાદને પોતાનાં વતનની યાદ આપવા, તેઓનાં નેઆગાનો, તેઓનાં પહેલવાનો, તેઓના પાદશાહો વીગેરે સાથ ઓલખ કરાવવા, તેમનો ઇતિહાસ સમજાવવા અને માદરવતન તરફની મંદ લાગણી સજીવન કરી કંઇક ઉલટમંદ બનાવવાની ધારણા સિવાય તમારા અદના સેવકે કશી બીજી ઉમેદ રાખી નથી. એક ફતેહમંદ લેખક તરીકે કે નાટક કર્તા તરીકે નામ કાઢવાની હોંશ મારા દિલમાં છેજ નહિ તેની ખાતરી આપું છું, કારણ એ મારી લાઇનજ નથી. ફક્ત કોમને કાંઇક ઉપયોગી થવાની આશામાં, તેમજ કોમને વતનની યાદ, ચોપડાઓમાંથી ભાષણ સંભલાવવાથી જે થાય તેનાં કરતાં નાટકના દેખાવો મારફતે રજુ કરવાથી અસર બહુ મોટી થાય છે એ મારૂં અદના મત હોવાથી તે નિયમઅનુસાર આ કામ મેં માથે ઉઠાવ્યું હતું અને આજ દિને તે ખતમ થાય છે. ખુશરવ પરવીઝના અમલથી યઝદેગર્દ શહેરયારનો અમલ બતાવી પારસીઓને પોતાની પાદશાહતની ચઢતી પડતીનો ખ્યાલ આપી, કુસંપ અને બેપરવાઇથી આપણી કોમે શહેનશાહત કેમ ગુમાવી, તથા પોતાના આતશને રોશન રાખવા, પોતાના દીન ઇમાનને સાચવવા કેવી મુશ્કેલી અને હાડમારી વચ્ચે તેઓ ઇરાનથી હિંદુસ્તાન આવ્યા, ત્યાં તેઓ માટે શું આશાઓ બંધાઇ અને તે તેઓએ કેટલા પ્રમાણમાં પાર પાડી વીગેરે

બાબદો હાલની ઉઘરતી પારસી કોમ સામે રજુ કરવાની આ મારી અદના કોશેષ આપણી હાલની અને હવે પછીની ઔલાદના દિલમાં માદર વતન માટે કાંઇક લાગણી ઉત્પન કરશે તો મારી મહેનત સફળ થયલી સમજીશ.

આ નાટક મેં લખી માડન થીએટર્સ લી૦ ને ભેટ કીધો છે, કારણ આ ખેલ ફક્ત શોખની સેવા, કોમ તરફની સેવા, વતન તરફની સેવા ખાતર લખાયો છે. આ ખેલ ફતેહમંદ બનાવવા અનેક ભાઇઓએ પોતાની દીલસોજભરી મદદ કીધી છે. તેમાં સર્વથી પહેલું નામ ભાઇ દીનશાહ જીજીભાઇ ઇરાની સોલીસીટરનું યાદ કરૂં છું, કારણ એ ભાઇએ આ ખેલ માટે પોતાના કીમતી વખતનો ભોગ આપ્યો છે. એ ભાઇની અનેક સુચનાઓથી તેની રૌનકમાં વધારો થયો છે.

આ ખેલનાં થોડાંક ગાયનો મારી નાકેશ શક્તિ મુજબ મેં જોડયાં છે, જ્યારે તેમાનાં કેટલાંક જાણીતી એકટ્રેસ બાઇ મુન્નીબાઇએ જોડેલાં છે, કેટલાંક મી૦ સ્પેનતા તથા મી૦ દીનશાહ જીજીભાઇ ઇરાનીની કલમથી લખાયલાં છે. ડો૦ ધ. ન. પટેલનાં ફારસએ સંજાનમાંથી થોડાક ફકરા, એમની રજાથી એમના એમ ઉતારી લીધા છે ને તે માટે એ ભાઇનો હું આભારી છું. જેમ મારો ખુશરવ-શીરીનનો ખેલ ઇતિહાસના અભ્યાસીઓને પહેલે બતાવવામાં આવ્યો હતો કે જેથી તેની ખામીઓ સુધારવાની તક મળે, તેમ આ ખેલ પણ તેવાજ ગ્રહસ્થોની તપાસમાં ફતેહમંદી સાથ પસાર કરવામાં આવ્યો છે, એટલે હું ધારૂં છું કે મારી કોમને તેમજ પ્રજાના મોટા ભાગને તે જરૂર પસંદ પડશે, અને પારસી પાદશાહતની પડતીનો અભ્યાસ કરવાથી દરેક કોમને કંઇક નવું શીખવાનું મલી શકશે.

મારો ખુશરવ-શીરીન મેસર્સ માડન થીએટર્સ લી૦ હસ્તકની આલ્ફ્રેડ થીએટ્રીકલ કંપની હસ્તક રજુ થયો હતો, જ્યારે આ ખેલ તેમનેજ હસ્તકની પારસી એલ્ફીન્સ્ટન થીએટ્રીકલ કંપની મારફતે મુંબઇની પ્રજા સનમુખ રજુ થાય છે, અને એ કંપનીના બાહોશ ડીરેકટરો ભાઇઓ દાદાભાઇ સરકારી અને માસ્તર મોહનની મહેનતને કારસાજીને લીધે તે ઘણી ટુંક મુદતમાં સ્ટેજ કરવા બની શક્યું છે તે માટે આ તકે તેમનો ઉપકાર માનું છું.

આ કુંપનીનાં બાહોશ એકટ્રેસીઓ આ ખેલને ફતેહમંદ બનાવવામાં મુખ્ય પાત્ર ભજવનાર છે, ને કુપર બ્હેનો, શીલ્ડ બ્હેનો અને

મીસ શરીફાએ આ ખેલ માટે મહેનત લઇ, એક નવી ઝબાન મોંઢે ચઢાવવાની કોશેષ કીધી છે તે ધ્યાનમાં લઇ, તેઓ તરફની નજીવી ખામી, કદરદાન શોખીન તમાશબીનો દરગુજર કરશે, એવી આશા રાખુંછું.

છેવટે મેસર્સ માડન થીએટર્સના આર્ટીસ્ટ મી૦ દીનશાહ ઇરાનીની પીંછીની કદરસનાશી જેવી ખુશરવ–શીરીનના ખેલની સીનરીઓ મુંબઇની શોખીન પ્રજાએ એક અવાજે કરી હતી તેવીજ કદરસનાશી, હું ધારૂંછું કે આ યઝદેગર્દ શહેરીયારના ખેલમાં પણ થશે. આ ખેલને તેના કુદરતી આકારમાં રજુ કરવા માટેની મારી અનેક સુચનાઓ પર એ ભાઇએ ધ્યાન આપી પોતાની ઉમદા હુનરમંદી ને કારીગરી આ ખેલમાં બતાવી છે તે તમાશબીનોને એક અવાજે પસંદ પડશે એવી હું ખાતરી રાખુંછું. કુંપનીના મીસ્ત્રી મી૦ રૂસ્તમજીએ પણ ખુબ ઉત્સાહથી મી૦ ઇરાનીને મદદ કરી છે.

સેવટે મારી આ અદના કોશેષથી પારસી કોમમાં, માદર વતન માટેની દાઝ માદર વતન ઇરાનની આગલી જાહોજલાલી, આબાદીની સહેજ પણ યાદ હાલની ઉઘરતી ઔલાદમાં ઉત્પન થશે તો મારી મહેનત સફળ થયલી ગણીશ.

લી૦ દુવાગીર

S.N.P.

૭–૯–૧૯૩૦.

# માડન થીએટર્સ તરફના બે બોલ.

૧૯૨૭ ની સાલમાં હમારે હસ્તકની આલફ્રેડ નાટક મંડળી હસ્તક ખુશરવ-શીરીન નો ખેલ બહાર પાડવામાં આવ્યો હતો ને મુમ્બઇની શોખીન પ્રજાએ ઉલટ ને ઉત્સાહથી તેને વધાવી લઇ ઇરાની નાટકો હિંદી રંગ-ભુમીપર બતાવવાના હમારા સાહસને ઉત્તેજનથી વધાવી લીધો તે માટે આ તકે હમો મુમ્બઇની શોખીન પ્રજાનો ઉપકાર માન્યે છીએ.

૧૯૨૯ ના સાલમાં હમે મશહુર નાટકનવેશ આગા હશ્ર કેશમીરીની કલમથી લખાયલો, ઉર્દુ ઝબાનમાં રૂસ્તમ સોહરાબનો ઇરાની કીસ્સો, રજુ કર્યો ને તે પણ પારસી તેમજ બીજી પચરંગી પ્રજાને પસંદ પડયો, એટલે ઇરાની ઇતિહાસનો એક ત્રીજો ખેલ ગુજરાતી ઝબાનમાં રજુ કરવા ખુશરવ-શીરીનના કર્તાને અરજ કરવાથી ખુશરવ-શીરીનનો બીજો ભાગ આ **યઝદેગર્દ શહેરયાર** એક પાઇ પણ લીધા વગર હમોને ભેટ કીધો છે જે આજે મુંબઇની શોખીન પ્રજા સનમુખ રજુ કરવાને હમો શક્તિવાન થયા છઇએ, અને જે માટે હમો દિલોજાનથી તેમનો આભાર માનીએ છીએ.

આ ખેલમાં અંગ્રેજી ને ઉર્દુ ઝબાન બોલનારી એકટ્રેસીઓને ગુજરાતી ઝબાન બોલવાની તાલીમ આપી તેમને બહાર પાડી નાટકની રચનામાં શોખીન તમાશબીનોને કંઇક કુદરતી દેખાયને ઉલટ સાથ જોઇ શકે એ વિચારથી આમેજ કરવામાં આવ્યાં છે. આ ખેલને ફતેહમંદીથી રજુ કરવા જર કે જહેમતની કંઇ પણ કચાસ કરવામાં આવી નથી, અને આ ખેલના કર્તાની નેમ, કે જે હાલની ઉઘરતી પારસી ઔલાદને માદરવતન ઇરાન તરફ કંઇક લાગણીથી, કંઇક ચાહથી જોવાની છે, તે આશા ફળીભુત થાય તો તેમાં હમારો અદના હિસ્સો આપેલો ગણી હમો પણ રાજીજ થઇશું, કોમ તરફની, વતન તરફની સેવાનું કંઇક સુખ હાંસલ કરી શકશું.

અગર જો આ ખેલમાં કંઇક ખામી નજર પડે તો તે દરગુજર કરવાની અરજ કરતા

હમો છૈયે,

**માડન થીએટર્સ, લીમીટેડ.**

**જે. એફ. માડન,**

**એજંટો.**

**૭-૯-૧૯૩૦.**




શહેનશાહબાનુ શીરીનની વરસગાંઠ ઉપર નામદાર શહેનશાહ ખુશરવે પોતાનાં બાગમાં નોતરેલા પરોણાઓ.

# અંક પહેલો.

---

## સીન પહેલો.

---

[શહેનશાહ ખુશરવના મહેલનો બાગ. શહેનશાહબાનુ શીરીનનો સાલગ્રેહનો રોજ હોવાથી રંગરાગને શરાબની ધામધુમ ચાલુ છે. રામશગરો શરાબના શીશા સાથે મહેમાનો વચ્ચે ફરે છે. સરદારો, એલચીઓ, વગેરે હાજર છે..................]

( ઇશ્વિર સ્તુતીનું ગાયન )

રાગ—ભીમપલાસી, તાલ ત્રીતાલ.

ગાયન—૧.

પરવરદિગાર પાલન હાર,
ફીરોજ મંદી બખ્શી કરો બેડો પાર.
ખુશીનો દિન આ મુબારક કરજો,
નેકીથી ભરપુર બદીને હરજો,
સત્યથી ભવસાગરને તરજો,
મદદગાર છે કીરતાર.

શએર.

મુબારક પનોતો રોજ આ, મુબારક આ નવું સાલ,
થાયે દુઃખ દુર તનમનનું, ફલે ધન જરને માલ.
પ્યારા વતન ઇરાનપર, રેહેશે પરવર મ્હેરબાન,
જાહોજલાલી ભોગવજો, ફડકાવી ઝુંન્ડો કાવ્યાન.

શએર—૨.

જુગ જુગ જીવો સરતાજ રાજ્યના અચળ રહે તુજ રાજ,
ચંદ્ર સુરજ સમ ચમકે ખુશરવ તારૂં ભાગ્ય અને તાજ.

**ખાલેસ દિલની એજ ઇચ્છા, એજ દુવા છે આજ,**
**કયામત સુધી ખુદા કાયમ રાખે ઇરાન દેશનું રાજ.**
(મુન્ની બાઇ)

---

**વઝીર**—પાદશાહ ખુશરવ આજના નેક દિનની સલામતી! તું નામવર તથા શહેનશાહબાનુ ઇરાન સરઝમીનને માથે ઘણાં સાલ જીવો. તારો રાજ અમલ સુલેહ ભર્યો ને આબાદ થાઓ, ને તું નામવર ઔર શાહબાનુ સુખ ચએનમાં રહો એવી હમો ખાકસારોની દુવા આમીન થાઓ!

**પહેલવાન**—માદર વતન ઇરાનની હંમેશ ફતેહ થાય, તેના દુશ્મનોની હંમેશ શીકસ્ત થાય અને કાવયાની ઝુંડો ઇરાન સર ઝમીનપર હમેશનો ફરકતો રહે તેની સલામતી!
(સરવે શરાબ નોશ કરે છે)

**ખુશરવ**—શીરીન—વહાલી શીરીન, ખુબસુરત શીરીન, આજના તારા સાલગ્રેહના બખ્તાવર રોઝ માટે તુંને દિલોજાનથી મુબારકબાદી આપું છું તે કબુલ રાખ. મારા તરફથી, અનજુમન તરફથી, માદરવતન ઇરાન તરફથી, કુલ દુન્યા તરફથી તુંને આ સાલ મુબારક થાય, તારા ખુશરવની સાથ, રૈયતને માથે, ઇરાન સરઝમીનને સર તું સાલહાસાલ કાયમ દાયમ રહે એવી હમારી સર્વેની દુઆ પરવરદેગાર આમીન કરે! લેઓ બીરાદરો આ શાહ બાનુની સલામતી!

**વઝીર**—ચાલો રંગરાગ શરૂ કરો.

**ફારસી ગાયન.**

---

રાગ—માહુર.

**ઇરાન બોનગાહે કેયાન અસ્ત**
**મહફને પીશીનીયાન અસ્ત**

૧૫૨૩૯

ખાકેશ અઝ સોતખાને નીકાન
દખમેયે નૌશીરવાન અસ્ત.
ઈરાન બોનગાહે સાસાનીસ્ત
બારગાહે ખોસરવાનીસ્ત
મહદે ઝરતોશતે મેહ આઈન
કેબલેગાહે બાસતાનીસ્ત.
ગુ કે તા આલમ બેદાનંદ
ઈરાન અઝાને ઇરાનીસ્ત
દસ્તે દોશમન, દસ્તે દોશમન
કુતાહ બાદા, તા અબદ અઝ કેશવરે
જમશીદો દારા ઓ શાહાપુર.

(સપેનતા).

---

ખુશરવ—મારા જાન કરતાં ઝયાદા અઝીઝ શીરીન આજના શુભ હિંગામે અહિંયા રંગરાગ ચાલી રહયો છે, ને તું દિલગીર કેમ નજરે પડે છે? કાંઇ તબીયત દરૂસ્ત નથી કે શું?

શીરીન—આગ! આગ! બુજાવો! બુજાવો! મહેલમાં આગ! શહેરમાં આગ! ઈરાન સરઝમીનપર આગ સલગીછ. બુજાવો. બચાવો. નહિ તો દુશ્મનો ઈરાન સરઝમીન તારાજ કરશે. ખુનખાર જંગ થશે, પાદશાહતની પાયમાલી થશે. આગ! આગ!

[બેશુધ્ધ થઇ જાય છે—પરોણાઓ હલવે હલવે ચાલી જાય છે.]

ખુશરવ—કોઇ દોડો જામાસ્પ હકીમને એકદમ લઇ આવો.

વઝીર—(બાજુમાં લઇ જઇ) નજુમી હોશંગ, શહેનશાહબાનુની આ હાલતનો સબબ?

ખુશરવ—હોશંગ બીરાદર, આજના ખુશનુદ રોઝે મારી વહાલીની આ હાલત? શું એ દીવાની તો નથી થઇ ગઇ?

હોશંગ—નામવરે મન, ગભરાશો નહી. શહેનશાહબાનુની તબીયત-
ને। સવાલ નથી—એ તો એ નામવર બાનુએ ગઇ
રાતનાં જોયલાં ભયંકર ખાબની યાદ દીલમાં તાજી
હોવાથી તેવણુ ગભરાયછે. સબર પકડો સઉ સારૂં થશે.

વઝીર—હોશંગ એ ખાબની તાસીર શું છે તે તો જો, કે સવેનાં
મનની શાંતિ થાય !.

ખુશરવ—હોશંગ તમામ રાસ્ત બોલજે, ખુશ યા નાખુશ ખબર
કહેવાને અચકાતો ના.

હોશંગ—નામવરશાહ, તમો એકાંતમાં આવો તો ખુલાસાથી
સમજાવી શકું.

ખુશરવ—ઠીક ચાલો.

---

## સીન બીજો.

---

( મહેલનો ઓરડો )

---

હોશંગ—નામવર ખુશરવ, શહેનશાહબાનુનો ખાબ ઇરાન સર-
ઝમીનનું સીઆહ ભવિષ્ય બતાવે છે. એ ખાબ નઝદીક
આવતી આસમાની આફતની આગાહી કરે છે.

ખુશરવ—બોલ હોશંગ ના અચકા; ખાબની તાસીર ખુલાસાથી
સમજાવ.

હોશંગ—તો સાંભલો નામવર, ઇરાન સરઝમીનના જાહો-
જલાલીના દીનો કમતી થતા જણાય છે. તુજ નામવરની
નઝદીકની ઔલાદના હાથમાંથી ઇરાનનું તાજો તખ્ત
બીજો મઝહબ પાલનારાઓ લુંટી લેશે, ને માદરવતન
પરકોમના હાથમાં જઇ પડશે એ આ ખાબની
તફસીરી તાસીર છે.

ખુશરવ—મારી નઝદીકની ઔલાદ ઇરાનની સલ્તનત ગુમાવશે? હોશંગ, એ તું શું દરયાફ્ત કરે છે? એવું તે કોણ રાજ છે કે ઇરાન માહેત કરવાની સરકશી કરે? એવી તે કોણ કોમની દુન્યામાં હસ્તી છે જે જરથોસ્તી દીન ધર્મને નાશ કરી શકે?

હોશંગ—તમો નામવરના વારેસ શહેરીયારને ત્યાં એક બેટાનો જન્મ થશે અને તેની જાંગ ઉપર એક લાછનની નહેસ્ત નીશાની માલમ પડશે. આ છોકરો ગાદી ઉપર આવતાં રાજપાટ ગુમાવી બેસશે. ઇરાન દેશપર પરધર્મવાલા ચઢાઇ લાવશે, વરસો સુધી ખુનખાર જંગ ચાલી આપણી શીકસ્ત થશે ને માદર વતન ઇરાન આરબોને હાથ જશે. અરે આ આગાહી બોલતાં મારી ઝબાન કેમ કપાઇ નથી જતી!

ખુશરવ—દીન ધર્મની હીફાઝતમાં, લઇશ અનેક ઇલાજ હું,
જાનથીબી ઝયાદા સમજુછ, માદર વતનની લાજ હું;
કોઇ પણ રવેશે આરબોને, દઇશ નહી હું ફાવવા,
આસ્માન ઝમીન, એક કરશ, માદર વતન બચાવવા.

હોશંગ—નામવર, આફરીન તમારી વતન તરફની જાનફેશાની પર.

ખુશરવ—એક શું ઔલાદ અનેક, કુરબાન વતન ઇરાનપર,
લાખો છે કુરબાન જાન, જરથોસ્તી દીન ઇમાનપર.

હોશંગ, મારા માદરવતનને બચાવવા, મારા આતશ કદેહને આઝાબ પહોંચતો અટકાવવા, મારા જરથોસ્તી દીન ધર્મને નાશમાંથી ટાળવા હું ગમે તેવો ભોગ આપવા તયાર છું.

કસમ મુજને યઝદાનના, ઇરાની પહેલવાનના,
કસમ મુજને છે તાજ સાથ, માદરવતન ઇરાનના;
કસમ મુજને જરથોસ્તી દીન અને ઇમાનના,
કસમ મુજને નેઆગાનો સાથ, અશોઇ રવાનના.

જાન મારો ને ઔલાદનો, સદકે કરૂં વતન ઉપર,
કયાની ઝુંડો ઉડતો રહે, ઇરાન સર ઝમીન ઉપર.

બોલ હોશંગ, તું મને તેમાં મદદ કરશે?

**હોશંગ**—બા ખુશી. તું નામવરનું દરેક ફરમાન બજા લાવીશ.

**શીરીન**—હો! હો! અહિયાં ખુશરવને નજુમી હોશંગ શું ગુફતેગો કરે છે તે છુપાઇને સાંભળું તો ખરી.

**ખુશરવ**—શાબાશ મારા બીરાદર શાબાશ. જો સાંભળ–તું શાહઝાદા શહેરીયારને એક દુરના મહેલમાં લઇ જા, એ ત્યાં ઝીંદગી તક કેદ રહેશે. હું એવો બંદોબસ્ત રાખશ કે ત્યાં કોઇ પણ ઔરત જાત દાખલ થવા પામે નહિ. જો શહેરીયાર ઔરતના સમાગમથી અલગ રહેશે તો એની તરફની ઔલાદના સંજોગ ઉભા થશે નહિ ને તેં કહેલી આગાહી જો ખુદા ચાહશે તો સાચી પડશે નહિ.

**હોશંગ**—ખુદા ચાહેને તમો નામવરની કારવાઇથી ઇરાનનું બદબખ્ત ભવિષ્ય ઉલટાવી શકાય, પણ મારૂં નજુમ તો મને એમજ શીખવેછ કે લખ્યા લેખ મીટતા નથી, નસીબમાં લખાયલું થવા વગર રહેનાર નથી.

[બન્ને જાય છે.]

**શીરીન**—(બહાર આવી) એ ખુદા મેં આ શું સાંભળ્યું! મારાં પ્યારાં ફરઝંદ શહેરીયારની સાંમે એના પીદરે કાવતરૂં રચ્યુંછ! હવે એનો ઉપાય શું? (વિચાર કરે છે.) હા, એબી ખ્યાલ બરાબર છે. કિલ્લામાં કોઇ ઓરતને જવાનો હુકમ નહિ હશે તો ઉમરાવ ખાનદાનની એકાદ ઔરતને મર્દના પોશાકમાં હું શાહઝાદા શહેરીયાર પાસે મોકલશ ને તે તેની ઔરત તરીકે રહી તેની બરદાસ્ત લેશે, તેઓ વચ્ચે પ્યાર બરપા થશે પછી જોઇયે કુદરત શું રંગ દેખાડે છે. (વિચાર કરે છે.) પણ સબર! ફરઝંદ

તરફની મહોબ્બત મને વતન તરફ બેઇમાન તો નથી બનાવતી? શું કરૂં? એક તરફ પીસર તરફની માયા અને વહાલ છે, બીજી તરફ વતન તરફનો પ્યાર ને ફરજનો સવાલ છે. ઓ ખુદા મને રસ્તો બતાવ.

ગાયન.

શીરીન—

ઓ દાદગર રહેમ કર
રાહ બતાવ તું મુજને—
કાગલ હોય તો વાંચીએ, કરમ
કેમ વાંચ્યું જાય
તકદીર આગલ માનવીથી, ફાવી
કેમ શકાય—ટેક.

(ગયબી અવાજ)

કીસમતની કમનસીબીને, ફેરવી કોઇ નહિ શકે,
લખ્યા લેખ જે હોય તે, કોઇ મીટાડી નહિ શકે—ટેક.

[જાય છે.]

---

## સીન—ત્રીજો.

---

(કોમીક.)

[ભાડુતોનાં ઓરડાઓ સાથનું એક મકાન. કએખુશરો ને પીરોજા બાનુ વાત કરતાં દાખલ થાય છે.]

કએખુશરો—(બહાર આવતાં) ચાઆલો, પાર પડી ગયાં, હમે આજે અદરાયાં.

પીરોજા—વહાલા કએખુશરો હવે હું જાઉંછું. પણ જોજે હં. હવે ઓરતો તરફનાં આગલાં ધરાંપરાં ને ચેનચાલા ભુલી જજે! શુધ્ધા સાદા ગ્રહસ્થ તરીકે બધાં સાથે વરતજે. હવે તું કુંવારો નહિ પણ અદરાયેલો છે તે હંમેશ યાદ રાખજે.

**કએખુશરો**—વહાલી પીરોજા તું તદન બેફીકર રહે. હવે તારી સાથની મહોબત પછી હું બધું આગલું પાછલું ભુલી જવશ ને બસ તારો ને તારોજ વિચાર મનમાં રાખી તુંનેજ સદા સાચ્ચો નિવડવાની કોશેષ કરશ.

**પીરોજા**—શું ! કોશેષ કરશે ? એટલે મને વફાદારજ રહેશે તેની ખાતરી નથી રાખી શકતો ? હં હં હં કાંહને કાંહ તારા હાથમાં ફસી ( રડે છે. )

**કએખુશરો**—અરે પીરોજા એ શું ચેડાં કાઢેછ ! અરે કોઇ આસે-પાસેથી જોશે ! બચ્ચાં મોસાલ રડેછ શાની ? લે જો હું કોલ આપુંછ કે તારા સિવાય હું કોઇને ચાહવશ નહિ. કોઇ સાથે પ્યાર કરશ નહિ ને જો ઓરતો મારી સામે આવી ઉભી રહેશે તોબી નીચેથી ઉંચુ જોવશ નહિ. બસ હવે કંઇ છે ? હવે હસ જોઉં ?

**પીરોજા**—(હસે છે) શું જરૂર એમ કરશો ? ઓ મહારા વહાલા કએખુશરો હું કેવી સુખી ! વહાલા આપણે અદરાયાં તે અગાઉ લોક તમારે વાસ્તે શું બોલતાં હતાં તે તમે જાણોછ ?

**કએખુશરો**—શું બોલતાં હતાં ! એમજ કની કે ઘણો રમુજી ભોલા ભરભર્યા ખવાસનો મરદ છે ને ઓરતોને જોઇને બેમ-ગજ થઇ જાયછ એજ કે કંઇ બીજું !

**પીરોજા**—ને તે છતાં મેં તમુને કાંય પસંદ કીધા ?

**કએખુશરો**—(બાજુમાં) કદાચ "હું મુવાને લેય કોણ ને તું મુવાને દેય કોણ" એમ હોશે. કાંય પસંદ કીધા ? આવો મારો હસ્તો રમતો ખીલતો ચહેરો, મારી પેશાની મારો ધંધો મારો ઓધ્ધો !

**પીરોજા**—અરે બેસી રહેવ મુગા મુગા ! જવાની ને ચહેરો ને ધંધો ને ઓધ્ધો બાજુ મુકો !

**કએખુશરો**—ત્યારે શું મારૂં ખાનદાન ને કાકીનો ફાલો તુંને પસંદ પડયો ?

**પીરોજા**—બીલકુલ નહિ. મેં તમુને ફક્ત પ્યાર ખાતર પસંદ કીધા.




ખેલનાં રમુજી ભાગમાં દેખાવ દેતું ઇરાની કુટુંબ.

**કએખુશરો**—પ્યારી પીરોજા, એ પ્યાર શું ચીજ છે!

**પીરોજા**—તે આસ્તે આસ્તે હું તમુંને શીખવશ. અહિં રસ્તામાં કંઇ પ્યાર વાસ્તે વાએજ થાય! ચાલો હમણાં તો ખુદા હાફીઝ!

**કએખુશરો**—પણ પીરોજા તું તારા કાકાજી સાથે વાત કરી શેઆદીનો દિવસ જલ્દી જલ્દી નક્કી કરાવજે હં! જરૂર જલ્દી હં!

**પીરોજા**—પણ તમારી તરફથી કોઇ સગું વહાલું આવશે કે નહિ?

**કએખુશરો**—હારે આવશેજ તો. મારાં રંડાયલાં એક કાકી છે તેવન પર મેં લખ્યુંછ તે આજકાલમાં જરૂર આવી પુગશે.

**પીરોજા**—ઠીક થયું પણ તેવન મજાહનાં સોહામનાં છે કે?

**કએખુશરો**—તુને ગમે તેવાં મજાહનાં ચાલીશ પીસ્તાલીશ વરસનાં છે; પણ દેખાવે કોઇ વાર પચીસ વરસનાં તો કોઇ વાર પાંસઠ વરસનાં લાગેચ. તેવણુંબી કોઇ નથી ને માહરૂંબી કોઇ નથી એટલે દુખે સુખે હમો એકમેકને કામ આવીએછ. ચાલ ખુદા હાફીઝ (બેઉ એકમેકને કીસ કરે છે. સલામત નોકર તે જોયછે) પણ પીરોજા, જો! એ પ્યાર શું ચીજછે, તે મને કહેતીજા કે હું પ્યારનો પાઠ મોંઢે કરી રાખું.

કએખુશરો— (ગાયન)

**એ પ્યાર શું ચીજ છે તે, સમજાવોની દિલદાર,**
**એ પ્યારનું મથક કયાં છે, બતલાવોની દિલદાર.**

પીરોજા—

**પવિત્ર દિલની લાગણી, લોહચુંબક સમ ખેંચાય,**
**એકજ જાળમાં બંને સપડાય, એનું નામ છે પ્યાર.—ટેક (૧)**

કએખુશરો—

**એકલા મલીયે ભેટીએ, વાતચીતમાં લઇએ મીઠાસ,**
**એકમેકને ગલે લાગીએ—નહિ કહેવાય એ પ્યાર.—ટેક (૨)**

**પીરોજા—**

**વિચાર મળે જો બંનેના, સ્વભાવ મળે એક સાથ,**
**ભુલચુક દિલે માફ થાય તો, એનું નામ છે પ્યાર.—ટેક (૩)**

**કએખુશરો—**

**ધરાંપરાં કરીયે એવાં, સ્વપનામાંબી એ વિચાર,**
**મોહબતના બોસા લઇએ—નહિ કહેવાય એ પ્યાર.—ટેક (૪)**

**પીરોજા—**

**પ્યાર ખુદાની બક્ષેસ છે, ઈનસાનનો એ આધાર,**
**માણસાઇ જુસ્સો, સ્વાર્થ તજો તો, મળશે ખરો પ્યાર.—ટેક (૫)**

(જાય છે.)

**સલામત—**હત તેરીક્ષ્ા મારો શેઠ જવાન છોકરીઓને બોસા લેવામાં બહુ નસીબવાળો ખરો! જરા ઓળખાણ પડી કે છોકરીઓ સાથ ધરાં પરાં એવાં કરે છે કે પરણવાની આશા પર છોકરીઓબી પ્યાર કરવા મંડી જાય છે આય જોયું કેની! (કએખુશરોને) કેમ કએખુશરો શેઠ! આ નવી છોકરી કોણ? પેલી ખોરશેદબાનુ ને દીલબર-બાનુ સાથનો પ્યાર પુરો થયો કે? તેઓ જો આ જોય તો તમો માટે શું ધારે?

**કએખુશરો—**કોણ? સલામત! અરે મુગો મર હવે ખટલાં ને મટલાં ને ભુલી જવાનું ને તેં હમણાં જોઇ તેને નામની માળા જપવાની. એ તો મહારી વહાલી પીરોજાબાનુ હતી. સલામત હવે હું ગંભીરાઇથી પરણુવાનો વિચાર કરૂં-છને આગલી ઝીંદગી ભુલી જઇ નવી શરૂ કરવા માગુંછ; અરે હવે હું તદન સારો માણુસ થવા માંગુછ, સમજ્યો!

**સલામત—**અરે હવે સારા માણુસ થયા તમે—ટાઢ જાય રૂએ ને આદત જાય મુવે—એ બધું બોલો તેટલા વખતનું, શેઠ, હુંબી વરસો થયાં જોઉંછ કેની કે દિવસે દિવસે તમે કેવા સુધરતા જાઓછ તે! પણ શેહાદીમાં તમો તરફથી કોણ આવશે? તમારાં માદર પેદર કે કરીબનાં સગાં તો કોઇ નથી!

**કએખુશરો**—મેં મારા ગુલનાર કાકીને બોલાવ્યાંછ તેવણ ઘડી ઘડી મને શેહાદી કરવાની શીખામણ આપતાં હતાં, તેવનપર મેં લખ્યું છ કે હવે ઠેકાણે પડયોછ, વાસ્તે લગનની તૈયારી કરવા આવો; તેવન આજ કાલમાં આવી પુગશે.

**સલામત**—ચાલો ત્યારે હું બી મારા મહેરબાન ખ્વાજાની શેહાદીની તૈયારી કરવા રોકાઉં, લેકીન મહેરબાને મન શેહાદી એક બે દિવસમાં થઇ જવી જોઇએ, નહિ તો વળા કોઇ નવાઝબાનુ કે અનારબાનુ નજરે પડી તો તે વાત ઠંડી થઇ જશે.

[બેઉ અંદર જાય છે.]

[બીજા ઓરડામાંથી ખુશરોને તેની તરતની પરણેલી ગુલેસ્તાન બહાર આવે છે. ખુશરો ઓફીસ જવા તૈયાર થયો છે.

**ગુલેસ્તાન**—વહાલા ખુશરો સાંજે જલ્દી આવજો હં! મને તમારા વગર બીલકુલ સોહવાતું નથી. [કીસ કરે છે]

**ખુશરો**—વહાલી ગુલેસ્તાન હું જાણુંછ કે તું મને કેવા વહાલથી ચહાય છે–ને હું બી ખાહેશ કરૂંછ કે હું તારી સામે રાત દિવસ બેસી રહું ને આપણે એકમેકને જોયા કર્યે, પણ વહાલી તું ઘરમાં કામકાજમાં ધ્યાન લગાડશે તો સાંજ પડતાં વાર નહિ લાગશે. તું તૈયાર રહેજે આપણે સાંજના ફરવા જઇશું. ખુદા હાફેઝ.

**ગુલેસ્તાન**—ખુદા હાફેઝ (કીસ કરેછ ને ઓરડાનું બારણું ઉઘાડવા જાય છે. તે અંદરથી સાંકળ પડી જવાથી ઉઘડતું નથી; ગુલેસ્તાન ગભરાય છે, તેટલાં સામે ઓરડામાંથી કએ ખુશરો બહાર આવે છે.)

**કએખુશરો**—એ શું છે? કોઇ મારા ઓરડાનું કે પાસેના ઓરડાનું બારણું ઠોકે છે! (ગુલેસ્તાનને જોઇને) ઓ હો! ઓ ગુલે સ્તાન બાનુ તમે છેઓ? (બાજુમાં) દશ વાગ્યાને હજુએ ઘરના પોશાકમાં કેમ હોશે?) મકુજે તમે બારણુ ઠોકયું?

**ગુલેસ્તાન**—(શરમાઇ જઇ બાજુમાં) હવે શું કરૂં ! આય શું ફજેતી! કોઇ આજુબાજુથી આ કપડામાં મને એની સાથે વાત કરતી જોશે તો શું ધારશે ? (મોટેથી) જી જી મેં ઢોક્યું. તમારૂં બારણું?નહિ નહિ મારૂં બારણું.

**કએખુશરો**—ગુલેસ્તાન બાનુ મારૂં કે તમારૂં બારણું પણ તમે કાંએ ઢોક્યું ?

**ગુલેસ્તાન**—જી જી કંઇ નહિ, ઉઘડશે (પાછું બારણું ઉઘાડવાની કોશેશ કરે છે.)

**કએખુશરો**—હવે હું સમજ્યોજી, તમારૂં બારણું અંદરથી બંધ થઇ જઇ તમને ઘેરમાં લેવા ના પાડે છે, પણ ગભરાવ નહિ પાડોશીને પેદર માદર બરાબર. તમારૂં બારણુ બંધ છે તો મારૂં બારણું તમો માટે ખુલ્લું છે. (બાજુમાં) આય જોયુંની મારૂં ઇરાની દિલ આય ઔરત જોઇ વળી પીગળી ગયું, ને બાઇ માણસને મદદ કરવા દસ્ત લંબાવવો પડ્યો.

**ગુલેસ્તાન**—જી કંઇ નહિ. હુ બહારજ ઉભી રહેવશ ને મારા ખુશરો આવશે ને દરવાજો તોડીને અંદર જઇશું.

**કએખુશરો**—અરે નહિ રે અઝીઝબાનુ એમ કંઇ બને !–આય કમબખ્ત અઝીઝ બોલ મારો પીછોજ નહિ છોડતો–જી ગભરાઓ ના મારા ઓરડામાં આવો તેટલે મારા નોકર પાસે બંદોબસ્ત કરાઉં.

**ગુલેસ્તાન**—અરે આ પોશાકમાં તમારા ઓરડામાં આઉં તો કોઇ શું બોલે ? પણ હું કરૂં બી શું ? કએખુશરો તમો મને કંઇ સલાહ આપોની.

**કએખુશરો**—(બાજુમાં) લેઓ ત્યારનો સલાહ આપું છું કે મારા ઓરડામાં આવો તો બી સલાહ માંગેછ—જી મારી સલાહ એ છે કે તમે મારા ઓરડામાં આવી આરામ કરો, મારી શેહાદી છે તેથી મેં બી બે હફતાની રજા

લીધી છે, તે હું બી ઘરમાંજ છેઉ તે તમારા સુખ સગવડની કાળજી રાખીશ. ખાની પીનીનો બંદોબસ્ત કરીશ. આપણે હારમોનીયમ વગાડશું, ગાશું, માયદીકરા રમશું એટલે વખત સોહવાઇ જશે.

**ગુલેસ્તાન**—પણ માફ કરજો કએખુશરો તમારા વાસ્તે લોકો કંઇ સારૂં બોલતાં નથી એટલે મને ડર લાગે છે.

**કએખુશરો**—અરે ગુલેસ્તાન બાનુ હવે તો હું તદન સુધરી ગયોછ. ને આજ કાલમાં તો હું શેહાદી કરવાનો છેઉં, પારસી રીત મુજબ અદરાયેલો બી છેઉં. એટલે તમો તદન સલામત છેઓ. મારી વહાલી પીરોજા માટે મેં કપડાં લીધાંછ, તે તમો પહેરજો ને તમારા ખુશરો આવે ને તમારે ઘેરબારે સીધારજો.

**ગુલેસ્તાન**—તમો અદરાયા ને એક બે દિવસમાં શેહાદી છે ને હમે પાડોશીઓને જણાવ્યું બી નહિ! ને સાકરબી નહિ વહેંચી! (વિચાર કરીને) તમો અદરાયા ત્યારે શેહાદી તો જરૂર કરવાના ને તેમાંજ ક્યાન સોબતમાં આવેલા લાગોછ શેહાદીમાં હમોને ભુલતાના હં!

**કએખુશરો**—(બાજુમાં) જોઇ આ સર્ટીફીકેટ! પણ અદરઇને બી અનેકો બાજે વક્ત અરડઇ પડેછ, તેના દાખલા એ બીચારીએ જોયા નહિ હોશે—આવો બાનુ ઘર તમારૂંજ છે.

(પછવાડે હાથ નાખી બેઉ કએખુશરોનાં ઓરડામાં જાય છે. સલામત તે જોઇ અજાયબ થઇ જાય છે.)

**સલામત**—યા ખુદા આય શું હું જોઉંછ? મારો શેઠ વળી બીજી છોકરી સાથે! એક મીનીટ અગાઉ પોતાની અદરાયલી મહોદદારને વફાદાર રહેવાનાં કસમ લેનાર આ મારો સુધરેલો શેઠ જોયો! છે એની કોઇ જોડી?

# સીન ચોથો.

(બીજા ને ચોથા સીન વચ્ચે સાત વરસનો ગાળો.)

[શહેરીયારને કેદ કીધો છે તે મહેલનો દેખાવ. બહાર બાગ છે.]

[ખુશરવ ને હોશંગ દાખલ થાય છે.]

ખુશરવ—હોશંગ બીરાદર, આ શાહઝાદા શહેરીયારનો મહેલ, જ્યાં એને છેલ્લાં સાત વરસ થયાં ગીરફતાર કરવામાં આવ્યો છે. શુક્ર બારેતાલાના કે એ અરસામાં એ આરતની સોબતથી દુર હોવાથી એની તરફની ઔલાદની ધાસ્તી હાલ તુરત તો દુર થઇ છે.

શહેરીયારના મહેલપર જે સખત પહારો હાલમાં છે તે જો ચાલુ રહેશે તો ઇરાનપર શહેરીયારની ઔલાદ રાજ કરી શકશેજ નહિ, ને ઇરાન બીજા ધર્મવાળાઓને કબજે જશેજ નહિ.

હોશંગ—પરવરદેગાર તમારૂં બોલવું આમીન કરે.

[એક બાળક દડો ખેલતું આવી લાગે છે તેની પછવાડે એક સીપાહી દેખરેખ રાખતો માલમ પડે છે.]

ખુશરવ—કેવું ખુબસુરત ફરઝંદ! એ કોણનું હોશે?

મહેરઅંગેજ—ઓ ખુદા, આ તો ખુશરવ નામવર! હવે શું કરૂં!

[બાળકને ઉંચકવા જાય છે, ખુશરવ અટકાવે છે.]

ખુશરવ—બેટા અહિંયાં આવ–ગભરા નહિ–સીપાહી આ કોણનું ફરઝંદ છે–એ આ બગીચામાં કેમ આવ્યું?

મહેરઅંગેજ—(સીપાહીના લીબાસમાં) હુઝુર, જહાંપનાહ, એ અહિંયાંના કિલ્લેદારનો બેટો છે, રમતાં રમતાં અહિયાં દોડી આયો છે; ચાલ બેટા, ઘરમાં સૌ રાહ જોતાં હોશે, આપણે જઇયે.

[બાળક ખુશરવનાં પાંસાંમાં છે.]

**ખુશરવ**—(તેના તરફ દિલગીર ચહેરે જોઇ) હોશંગ, શહેરીયાર સંસારમાં પડયો હતે તો તેને પણ આજે આવો બેટો પયદા થતે, જે ઇરાન સરઝમીનની હસ્તીને તારા નજુમ પ્રમાણે પોતાની કમજોરીથી નીસ્તીમાં ફેરવી નાંખતે, શુક્ર પરવરદેગારના કે વખતસર આ બદનસીબ દિવસનો અટકાવ થયો. શું ખુબસુરત ફરઝંદ છે! મને એની પર અજબ પ્યાર આવેછ–બેટા તારૂં નામ?

[કોટી કરે છે, હસાવે છે, ને સાથે દડો રમે છે, તેટલાં અચાનક તેની જાંગ ઉપરની નહેસ્ત નીશાની જોય છે અને ચમકે છે–ગુસ્સાથી બોલે છે].

હોશંગ, દગો! દગો! આપણી સાથ દગો રમવામાં આયોછ–તેજ, આબાદ તેજ નિશાની!......................

[સીપાહીને ગલચીમાંથી પકડે છે].

બોલ નાપાક બે ઇમાન! આ કોણનું ફરઝંદ છે?

[બાજુમાં બીજા બે સીપાહીઓ આવી ખુશરવને આ હાલતમાં જોઇ ગભરાય છે].

**સીપાહી ૧**—(બાજુમાં) દોડો! એકદમ શાહબાનુને ખબર આપો કે ચોરી પકડાઇ ગઇ છે. પાપ ફુટી ગયું છે. સૌના જાન જવાનો સોદો થઇ પડયો છે.

[બન્ને જાય છે.]

**ખુશરવ**—હોશંગ, જો આ નીશાની! મારા શહેરમાં ખુદ મારી સાથે દગો રમાયો છે! લેકીન હું તેની બરોબર ખબર લેવશ. આ છોકરો તેં નજુમથી જોયલા ફાલ મુજબની નિશાની ધરાવેછ. અને આ બેઇમાન નીચ સીપાહી આપણને ગલત કહી ઉડાવે છે. જુઠા નાપેકાર! તારો હું જાન લેવશ.

[સીપાહીને ગરદનમાંથી પકડી હલાવે છે. તેની પાઘડી પડી જઇ બાલનાં જુલ્ફાં દેખાય છે. બન્ને અચરત થાય છે]..............

કોણ ? એક ઔરત મરદ સીપાહીના પોશાકમાં ! નાપાક, બોલ ખુલાસો કર, નહી તો જલ્લાદને બોલાવી તારો ને આ બચ્ચાંનો દીન હું ખતમ કરાવશ. બોલ, બોલ આ ફરઝંદ કોણનું છે?

હોશંગ—અએ બદબખ્ત ઔરત ! આ નામદાર ઈરાન સર ઝમીનના માલેક શહેનશાહ ખુશરવ છે.

મ્હેરઅંગેજ—નામદાર એક રાજાની ફરજ રૈયત તરફ રહેમથી, ઈન્સાફ થી, દયાથી જોવાની છે.

ન કુનદ જોર પીશે સુલતૉની,
કે ન આયદ ઝેગૌર્ગ ચુપૉની
પૉદેશાહીકે તર્‌હે ઝોલ્‌મ ફેકંદ,
પાયે દીવારે મોલ્કે ખીશ બેકંદ. (સઅદી)

[જુલમ સીતમ અને જાસ્તી કરનારાથી બાદશાહી થઇ શકતીજ નથી. વરૂથી કંઇ ભરવાડનું કામ બજાવી શકાતું નથી. જે પાદશાહે પોતાની રૈયત ઉપર જુલમ ગુજારવા માંડયો તેણે તો પોતાના રાજપાટની ઇમારતનો પાયોજ ખોદવા માંડયો.]

નામવર શહેનશાહ ખુશરવ, આ બેટો મારો છે. હુ એની માદર છું-ગભરાટમાં મેં એને કિલ્લેદારનો બેટો બનાવ્યોછ-માટે તારી માફી ચાહું છું.

આ બાગમાં ઔરતોને આવવાની મના હોવાથી હું સીપાહીનો વેશ ધારણ કરી આ બચ્ચાં સાથ અહિંયાં હવા ધોરવા આવી છું. મારી કસુર માફ કરો. ચાલ બેટા, અહિંયાં આવ, આપણે જઇયે.

ખુશરવ—( ગુસ્સાથી ) સબર કર. બંધ કર બદલગામ તારી જુઠી ઝબાન. કોઇ છે ?

સીપાહી—નામવર.

ખુશરવ—જાવ જલ્દી જલ્લાદને બોલાવી લાવ.

મ્હેરઅંગેજ—જલ્લાદ ! જલ્લાદને શા સબબસર બોલાવ્યો નામવર ?

ખુશરવ—આ બેટો કોણનો છે તે નક્કી કરવા.

[જલ્લાદ દાખલ થાય છે. મહેરઅંગેજ બચ્ચાંને પાંસામાં લઇ જલ્લાદની છુરી જોઇ થથરે છે.]

મહેરઅંગેજ—(રડતાં) ફરઝંદ મારૂં જાનથી વહાલું, બક્ષ્યું કીરતારે મુજને,
ચીરીને જો જીગર મારૂં, સચ્ચાઇ જાણવી હોય તુજને.
ઓ શાહ આ બચ્ચાં તરફ એક માદરની લાગણીથી તું જો.

ખુશરવ—અય ઓરત મારે ત્યાં પણ ફરઝંદ છે. હું તારાં બચ્ચાં તરફ પીદરની લાગણીથી જોઉં છું. છતાં મારા દિલમાં દયા આવે એમ નથી.

મહેરઅંગેજ—ખરેજ એક ફરઝંદ તરફનો પીદરનો પ્યાર ઓર છે. માદરની મહોબ્બત ઓર છે.

હોશંગ—એ તફાવતનો સબબ?

મહેરઅંગેજ—સબબ એજ કે એક માદર પોતાના જીગરમાં બચ્ચાંને પહેલું સ્થાન આપેછ, એક માદર પોતાના જીસમનું લોહી પાઇ ફરઝંદમાં લોહી પયદા કરે છ, એટલે ઝીંદગીભર લોહચુંબક માફક તેની લાગણી બચ્ચાં તરફ ખેંચાયેલી રહે છે. જ્યારે એક પીદરનો ફરઝંદ તરફનો પ્યાર ઘણું કરીને મતલબી તકલીદી ને દુન્યાને દેખાડવાનો હોય છે. એજ સબબસર બદસુરત ને કમનસીબ ફરઝંદ તરફ પીદરનું વહાલ ઝયાદા હોતું નથી, પણ એક માદરને તો એક કમનસીબ કે બદસુરત ફરઝંદ એક ખુબસુરત કે ખુશનસીબ ફરઝંદ જેટલુંજ બલકે તેના કરતાં ઝયાદા વહાલું હોય છે, તે તેનીપર પોતાનો જાન નીસાર કરવા હંમેશ તૈયાર રહે છે એવી લાગણી ત્રણ અક્ષરી "માદર" ની છે.

અક્ષર "મા" માં સમાયોછ, મધુરો મધસમાનો રસ,
"મા" છે મેવો મહોબ્બતનો, સ્વાર્થ વિનાનો તેમાં કસ.

બીજો "દ" છે દયાનો, દાતારની કરાવે યાદ,
ગમે તેવું દુઃખ છતાં, "મા" સંભલાવે નહિ ફર્યાદ;
ત્રીજો "ર" છે રહેમનો, રાહબર ફરઝંદની બને,
નેકી નિતિ 'મા" શીખવે, જેથી દુન્યા બહેસ્ત બને.
આ ત્રણ અક્ષર સાથ મેળવી "માદર" લફ્ઝ બોલાય છે,
દુન્યાનું સર્વે સુખ દુઃખ, ત્રણ અક્ષરમાં સમાય છે.

ખુશરવ—જલ્લાદ આ બાળકને તારી તલવારના એકજ ઝટકે મોલ્કે અદમનો રસ્તો બતાવ.

[જલ્લાદ તલવાર ઉંચકે છે, મહેરઅંગેજ બાળકને પાંસામાં ખેંચી રડતાં ફસડાઇ જાય છે.]

ખુશરવ—(ગુસ્સાથી)

વહાલી હોય એની ઝીંદગી, તો તુર્ત મને ખુલાસો કર,
ફરઝંદ કહે એ કોણનું, ને કોણ છે એનો પીદર.

મહેરઅંગેજ—એકપુરૂં મજનું ફરઝંદ, વધુની નહિ આશા મને,
જીગરનું લોહી પીવાડીને, ઉછેર્યું છે મેં આ ફરઝંદને;
નથી કંઇ સુખ એને જોયું, હું પોતેબી કમનસીબ,
ચેરાગ એના પેદરનો, જેબી છે એક બદનસીબ.

[રડે છે.]

ગાયન.

શાહ મારો પીસર પ્યારો
જીવન જગનો એજ તારો—શાહ.

શએર.

જતન કરી ઉછેરીયો, રાખી બહુ સંભાળ
કાચી કોમળ કલીની, કાં તું કાપેછ ડાળ—શાહ.
જીંદગી ભરની આ કમાઇ, લુટવા થયોછ તૈયાર
બક્ષી જેને જીંદગી, તેનેજ લેવા અધીકાર—શાહ.
ધન ને દોલત જો લુટાય, છતાં તે આવે હાથ
લુટાશે જાન જો ફરઝંદનો, કદી ન આવશે હાથ—શાહ.

**બાળક**—માદર તમો રડો છો કાંય? આ પાજી શખ્સ કોણ છે? એના હાથમાંની તલવાર મને આપો કે હું આ બેરહમ શખ્સનાં પેટમાં ભોંકી દઉં.

**મહેરઅંગેજ**—બેટા એમ નહિ બોલીયે. અદબ સાથ વાત કરીયે. એ તો આપણો શહેનશાહ છે.

**બાળક**—અનશ હું પાદશાહ જ્યારે, મરાવીશ માર એને પણ,
સીપાહીઓ પાસ પકડાવી, કરાવીશ ઠાર એને પણ.

[ખુશરવ ચમકે છે.]

**હોશંગ**—(બાજુમાં) નામવર શાહ ઉતાવળો ના થા. જરૂર કંઇ ભરમ છે. દગો છે. કીસમતનો કહેર છે. નઝદીક આવતાં તોફાનની આ શરૂઆતની નિશાની છે. આ કોઇ સાધારણ પેદરનો બેટો નથી, પણ રાજવંશી કુટુંબની ઓલાદ લાગે છે. બેઅદબી માફ છે, મને તો એ શહેરીયારનો પીસર લાગેછ.

**ખુશરવ**—ઓ ખુદા! તારે શું શીરીનના ખાબની આગાહી ખરી પડશે? ઓ બદબખ્ત ઓરત! તુને ને તારાં ફરઝંદને બન્નેને જહાનમના ગારમાં જવું છે, વાસ્તે તૈયાર રહે નહિ તો એના પેદરનું નામ કહે.

**મહેરઅંગેજ**--અરે! અરે! પાદશાહ સલામત ના એટલો ગુસ્સો કરો, દયા કરો, (રડીને હળવેથી).

છે એ ફરઝંદ તમારૂં, શહેરીયાર છે એનો પીદર,
માદર છું હું ફરઝંદની, તમ પીસરનો એ પીસર;
ન કાપો તાજવર એને, તમ વંશની એ ડાળ છે,
અભાગી માત એની હું, તમ પુત્રનું એ બાળ છે.

**ખુશરવ**--(ઉશ્કેરાઇને) જો એમજ છે તો જલ્લાદ તારૂં કામ ખતમ કર.

[જલ્લાદ તલવાર ઉંચકે છે. શીરીન દાખલ થાય છે.]

**શીરીન**—સબર કરો નામવર ખુશરવ, મારા રાજમાં આવું અંધેર! મારી જાણ વગર, મારા હુકમ વગર, મારી

મહોર વગર, મારી રૈયત જલ્લાદને હવાલે થાય એ કેવો ગેરઇન્સાફ !.

**ખુશરવ**--કોણ ? વહાલી શીરીન તું અહિયાં ? શીરીન, તારા તરફનાં અતી વહાલ છતાં હું તુને અરજ કરૂંછ કે આ બાબદમાં કોઇની દખલગીરી જોવા હું રાજી નથી. મારી મરજી માફક કરવા હું મુખત્યાર છું.

**શીરીન**—તે બની નહિ શકે. તમો ઇરાનના શહેનશાહ કહેવાઓછ ખરા, પણ તમો જાણોછ તેમ તાજની તમામે તમામ સત્તા મારા હાથમાં તમોએ સોંપેલી છે ને હું ખુદાને તેમજ રૈયતને તે માટે જવાબદાર છું. વહાલા ખુશરવ, તમો જો રૈયતના કોઇપણ આસામીના ખુનમાં હાથ બોળશો તો અંજામ બુરો આવશે. તે ગુનાહની સજા તમોને ખમવી પડશે, કારણ ઇરાન દેશમાં રાજાને રૈયત બન્ને માટે કાયદો એક સરખો છે

**હોશંગ**—શીરીનબાનુ, આ શાહઝાદા શહેરીયારની આરત છે, ને આ તેનું ફરઝંદ છે. રાજ સામે દગો રમવામાં આવ્યો છે. તાજના હુકમનો અનાદર કરવામાં આવ્યો છે. ઇરાન સરઝમીનની બહેતરી માટે કરવામાં આવેલી દરેક ગોઠવણો ખાકમાં મળી ગઇ છે. આ તેમનો ગુનાહ છે.

**શીરીન**—શહેરીયારની આરતને ફરઝંદ, કુદરતે તેમને બનાવ્યા એ તેમનો ગુનાહ છે. ખુશરવ નામવર, તમો શું ઇન્સાફ કરી રહયા છો ? સમજાવશો ?

**ખુશરવ**—વહાલી શીરીન, આ અંગત લાગણીનો ખ્યાલ નથી, આ વતન તરફની હમદર્દી ને ફરઝનો બારીક સવાલ છે. શાહઝાદા શહેરીયારનો બેટો જો જીવતો રહયો તો ઇરાન સરઝમીનનો ને જરથોસ્તી દીન ધર્મનો નાશ થશે એમ નજુમ સારી સત્તાથી કહેછ. વાસ્તેજ આ બન્નેને તબેહ કરવાંજ જોઇયે.

મહેરઅંગેજ—(રડીને) માદર દયા કરો, આ નિર્દોશ બેટાપર દયા કરો. તેની કમનસીબ માદરપર રહમ કરો. ને આ ઝુલ્મ થતો અટકાવો. અરેરે! આ ફરઝંદે દુન્યામાં જન્મ લઇ શું ગુનાહ કીધો? શું લાખો કરોડો ઇન્સાન દુન્યામાં જન્મ લેતાં નથી? તો પછી આ એક બચ્ચાંથી ધરતી ઉપર શું એટલો મોટો ભાર પડવાનો કે શહેનશાહ તે ભાર હલકો કરવા, મારા જાન કરતાં વહાલા પીસરને જલ્લાદને હવાલે કરવા માંગેછ? મારો એ ચેરાગ દુન્યાને રોશન કરશે.

ખુશરવ—(ગુસ્સામાં) અરે ઓ નાપાક, તારી આ જીસમની કોર, તારી આ ઝીંદગીની જોત, રોશની નહિ અંધકાર ફેલાવશે, દિન ધર્મનો નાશ કરાવશે, ઇરાનપર આફત વરસાવશે, વાસ્તે ઇરાન સરઝમીનપરથી એવા અનેક જીવો નીસાર કરવા કુલ સાચ્ચા ઇરાનીઓએ તૈયાર થવું જોઇયે :—

ખાકનું બન્યું બદન, ખાકમાંજ મળી જશે,
ખીલેનું છે એ ખાકનું, તો ખાકનેજ અર્પણ થશે;
અગર ચાહે ખુદાવંદ તો, મરૂં હું બાળ આ સાથે,
વતન ખાતર કરૂં કુરબાન, અનેક જીવોને મુજ હાથે.

અય ઔરત, તારી રગોમાં જો ખરૂં ઇરાની લોહી વહેતું હોતે, અગરજો વતન તરફની ફીદાગીરીનું જોશ તારામાં હૈયાત હોતે, અગરજો તારી લાગણી એક સાચ્ચી ઇરાની માદર જેવી જોરાવર ને પાક હોતે, તો તું માદર વતન માટે એક નહિ પણ અનેક પીસરોને જલ્લાદની છુરીને હવાલે કરી માદર વતન તરફની તારી ફરજ અદા કરતે. એવા બદનસીબોને દુન્યામાં જીવવાનો બીલકુલ હક નથી.

શીરીન—મારા વહાલા ખુશરવ, અગરજો તમો નસીબમાં માનનારા હોતો તકદીર આગળ હઝાર તદબીર ફોકટ છે, એ સીધ્ધાંત તમોએ કબુલ કરવુંજ જોઇએ.

હોશંગ—નામવર ખુશરવ, શાહબાનું કહે છે તે ખરૂં છે.

**શીરીન**—મારા વહાલા ખુશરવ અગરજો ઇરાનની સરજત એવી કમનસીબજ લખાયલી હશે, અગરજો કયાની બાદશાહોનાં હાથમાંથી ઇરાનનું તાજોતખ્ત પરકોમવાલાઓના હાથમાં જાય-એમજ નિર્માણ થયેલું હશે તો એક સો ખુશરવ કે એક હઝાર રૂસ્તમ સોહરાબ પોતાની તદબીર યા શકિતથી તે અટકાવી શકનાર નથી. માટે તે માલેકનીજ મરજીને આધીન થઇ બેસવામાં ડહાપણ છે.

ઝીન પીશ નેશાને બુદનીહા બુદસ્ત
પયેવસ્તે કલમ ઝે નીકો બદ આસૂદસ્ત
દર રૂઝે અઝલ હરાન્ચે બાયસ્ત બેદાદ
ગમ ખોરદનો કૂશીદને મા બીહુદે અસ્ત.

(ઓમર ખય્યુમ.)

[**અર્થ**—આ અગાઉ જે થવાનું છે તેની નીશાનીઓ નક્કી થઇ ચુકી છે. હવે પછી ભલું કે ભુડું એ લખવાથી કલમ ફરાગાત થઇ ગઇ છે. હસ્તીને પેહેલેજ દીવસે જે આપવાનું હતું તે અપાઇ ચુકયું છે. હવે ગમ ખાવો કે કોશેશ કરવી એ સર્વ મીથ્યા છે.]

**ખુશરવ**—શીરીન, તું ગમે તે કહે પણ આ એકજ બાબતમાં હું દીલગીર છું, કે તારી ખાહેશને માન આપી શકતો નથી. તારી તરફના ગમે તેવા વ્હાલ છતાં માદર વતનના સુખ માટે મારા તમામ સુખોનું બળીદાન આપવા હું તૈયાર છું. મને આ બાબતમાં કોઇ રોકી શકે એમ નથી. મારો વીચાર કોઇ ફેરવી શકે એમ નથી.

ફલક તુટે, મલક બીગડે, ઝમીન હટે, દરીયો ઉલટે,
સગાં સહોદર, ભાઇ બહેન, ઝનફરઝંદ સૌ કોઇ છુટે,
ચાહે કુલ જહાન રૂઠે, આસમાનથી બીજલી તૂટે,
સરપર સારી આફત તૂટે, ચાહે જાન બદનથી છુટે,
મગર મુમકીન નહિ કે ખુશરવનો ઇરાદો દિલથી છુટે.

**શીરીન**—શું મારા તરફનાં તમારા પ્યારનો આ જવાબ?

**ખુશરવ**—વતનની મહોબ્બત છે લા જવાબ.

**શીરીન**—ખુશરવ, મારી મહોબતને બહુ ગેર ઇન્સાફ થાયછે.

**ખુશરવ**—વતનનાં ભલાં માટે આ ચોખ્ખો ઇન્સાફ થાયછે.

**શીરીન**—શું એમાં ખુદા રાજી થશે ?

**ખુશરવ**—વતન તરફની ફરજનું નીમક હલાલ થશે. જરૂર એમાં ખુદા રાજી થશે.

**શીરીન**—એક ઓલાદનું ખુન, છે એ કામ જબુન.

**ખુશરવ**—એ ખુન નથી કુરબાની છે. વતન તરફની ખરા દીલની જાન ફેશાની છે. વફાની અચુક આ નિશાની છે.

**શીરીન**—હું જલ્લાદને આ ખુન કરતાં રોકીશ.

**ખુશરવ**—અગર જો જલ્લાદને હાથે મારી આલાદને મારવું તું નામુનાસેબ ગણતી હોય તો ખેર, હું ઇરાનનો શહેનશાહ મારી ઇરાન સરઝમીનની બેહતરી માટે, કયાની પાદશાહોની કિર્તી જાલવવા માટે, સાસાનીયન ખાનદાનની ઇઝત આબરૂ રાખવા માટે, આપણા મહઝબની પાસબાની કરવા માટે, મારે હાથે, હા મારે હાથે મારી ઓલાદની કુરબાની માદર વતન તરફની મારી ફરઝ દાખલ કરવા તૈયાર છું.

[ ખંજર ઉંચકીને મારવા જાય છે શીરીન રોકે છે. ]

( ખંજર પડી જાય છે. )

---

## સીન—પાંચમો.

---

**(મદાયન શહેર.) [સીન ચોથા ને પાચમાં વચ્ચે દસ વરસનો ગાળો.]**

---

[**યઝદેગર્દ શહેનશાહની** દરબાર. નૌરોઝનો દિવસ. નાચ રંગ ચાલી રહયો છે.]

---

**દસ્તુરાંન દસ્તુર**—બસ્તેકુસ્તીઆન બિરાદરો આજના મુબારક નૌરોઝે બેસતા સાલની મુબારક બાદી હું ઇરાન દેશની કુલ અંજુમન તરફથી નામદાર શહેનશાહ યઝદેગર્દ શહેરીયાર ને આપું છું અને એવી દુવા ગુજારૂં છુ કે. :—

દીન ધર્મપર યકીન ધરાવી, આતશનો બનજે પાસબાન,
દુર રહીને તમામ બદીથી, કરજે રૈયત આબાદાન;
દુવા છે મરી પરવરને. શાહ જમશીદ જેવો તુ થાય,
બુલંદ નસીબના જોરે તારા, ઇરાનનો ડંકો બધે ફેલાય.

મજલીસ—આમીન! આમીન! આમીન!

યઝદેગર્દ—દસ્તુરાંન દસ્તુર સાહેબ, મારા પહેલવાનો, ઇરાનની રૈયતના પાસબાનો, આજના મુબારક દીને તમોએ જે લાયક સખુન સાથ દુઆ ગુજરીછ તે હું પણ ખાસ પેશ કરૂંછ કે આમીન થાય. પરવરદેગાર મને માદર વતનનાં દરેક ભલાં કામોમાં મદદ કરે, અને ઇરાન સર ઝમીન મારા અમલમાં શાદ અને આબાદ થાય.

ગણીશ રૈયતના સુખમાં, મારી ઝીંદગાનીનું સુખ,
રડીશ તેમના હુ દુખમાં, ગણી મારૂં પોતાનું દુઃખ,
ઇન્સાફને, દીનધર્મને, ચઢાવીને હું મારે સર,
બધાંને દાદ આપીશ હું, કરી દિલમાં ખુદાનો ડર.

ચોકીબાન—નામવર સરકાર, અરબસ્તાનથી થોડાક કાસદો હાજર છે ને તેઓ તારી મુલાકાતનું માન માંગે છે.

યઝદેગર્દ—તેમને બાઇજ્જત હાજર કરો.

[થોડા બુઝોર્ગ આરબો શેખમગુરાના વડપણ હેઠલ હાજર થાય છે. હબસી નોકરો મેવાના ખુમચા લાવે છે.]

અય બિરાદરો તમારૂં અહિયાં આવવું મુબારક થાયે.

આરબ—અએ નામવર શહેનશાહ યઝદેગર્દ હમારા નામવર ખલીફ ઓમરની સલામ સાથ મોકલેલી આ ભેટો તારી દરગાહમાં રજુ કરીયે છીયે.



યઝદેગર્દ શેહરીયારની દરબારમાં આરબો પોતાની શરતો જાહેર કરે છે.

યઝદેગર્દ—આ ખુશી. તમો નામવરોને અહિયાં હાજર જોઇ હું ને મારા સરદારો બહુ ખુશી છઇએ અને તમારી મહેમાનદારી કરવાને હમને મળેલી તક માટે નામવર ખલીફ ઓમરના હેશાનમંદ છઇયે-બોલો સાહેબો તમો શું રૂકકો લાવ્યા છો તે જણાવો કે પછી તમારી ખીદમતમાં હમારા રફીકો હાજર થાય.

શેખમગુરા—તું નામવરને રોશન હશે કે હઝરત મોહમ્મદની કજા પછી નામવર ખલીફ ઓમર રાજગાદીએ બેઠા છે, ને હમારો દીન ધર્મ ચોમેર ફેલાવવાની કોશેશ સરદાર સઅદેવકાસ મારફતે કરી રહ્યા છે. તમો નામવર માટે એવું ફરમાન મોકલ્યું છે કે ઇરાન દેશ હમારો મઝહબ અખત્યાર કરે, ને ઇરાનનો શહેનશાહ ને તેની રૈયત ઇસ્લામી ધર્મ કબુલ કરે.

સર્વે ઇરાનીઓ—શું ઉં ઉં ઉં ઉં ઉં?

યઝદેગર્દ—શેખમગુરા ખામોશ. તમારા નામદાર ખલીફાને હમારી દુવા સલામ સાથ કહો કે

તમને વહાલી છે તમદીન, હમોને પણ હમારી છે,
તજી શું કામ દઇએ તે, હમોને તે બહુ પ્યારી છે,
નીતિ નેકીને એકસરખી, બધી દીનો વખાણે છે.
ખુદાની યાદનું ફરમાન, બધા ધર્મો પીછાણે છે.

તો પછી એક ખુદાને માનનારા બાપિકા ધર્મ તરફ એતેકાદ ધરાવનારાઓને પારકા મઝહબ તરફ ખેંચવા તેઓને પોતાના દીન ઇમાનપરથી વિશ્વાસ ઉઠાડી બીજા મઝહબમાં વટલાવવા એ હમો વાજબી સમજતા નથી, માટે હમારી સલામ સાથ તમારા ખલીફા ઓમરને જણાવશો કે ઇરાની બસ્તે કુરતીઆનો પોતાના માઝદયસ્ની ધર્મપર મજબુત યકીન ધરાવે છે. તેઓનો પોતાના મઝહબ તરફનો પ્યાર વફાદારીને જાનફેશાની દુન્યાની કોઇ કોમમાં નહિ હોય તેવી મજબુત અને જોરાવર છે ને સદા તેવીજ રહેશે. ઇરાનીઓ બીજી કોઇ પણ દીન સ્વીકારવા સારૂ

ના પાડે છે અને ફરીથી એવી બેઅદબ માંગણી ઇરાન સર ઝમીનની રૈયતને કરવાથી પરહેઝ રહેશો એવી હમો આશા રાખીયે છીયે.

મઝહબ જરથુસ્તનો જુનો, કીધો ગુસ્તાસ્પે મન્જુર,
હઝારો સાલ અમે તેને, છે પાળ્યો હેતથી ભરપુર;

હમો શુરવિર કયાનિઓ, હમનેબી છે એ દીન વહાલી,
જાનો જીગર કુરબાન છે, દીનની કરવા રખેવાલી.

**દસ્તુર**—પુરાતન દીનનો સ્થાપક, અશો જરથોસ્ત પયગંબર,
શીખવ્યા સત્યનાં શીક્ષણ, ભરી દિલમાં ખુદાનો ડર.
એક નહિ અનેક ઝીંદગી, કરીએ અર્પણ ખુશીથી,
હમારૂં દીન ધર્મ ઇમાન, નહિ નિકલી શકે બલજબરીથી.

**શેખમગુરા**—શહેનશાહ નામવર, જો તમોને તથા તમારી રૈયતને જરથોસ્તી મહઝબપર એટલી બધી ઇમાનદારી હોય તો પછી હમો કાંઇ જબરદસ્તીથી હમારો મહઝબ સ્વીકારવાની તમોને ફરજ પાડતા નથી. કારણ તેમ કરવાનું હમારા દીનથી ઉલટું છે. ભલે તમો તમારો ધર્મ પાળો, પણ તેવા સંજોગમાં હમારા રાજને ઇરાન દેશની દરેક રૈયત માટે જજીઓ આપવો પડશે. જો તે તમો કબુલ કરો તો હમો સુલેહથી તમો સાથ મિત્રતા રાખશું, અને હમારો ધર્મ કબુલ કરવા ફરજ નહિ પાડશું.

**યઝદેગર્દ**—શેખ સાહેબ, દારાં ફરેદુનની આ ઔલાદ, જરથોસ્તી ધર્મ પાલનારી આ ઇરાનની રૈયત શું પોતાના દરેક દમી માટે પારકી કોમ અને પારકા ધર્મ પાળનારા ઓને જજીઓ આપે? આરબ સરદારો, તમો રસ્તો ભુલ્યા છો. આ ઇરાન સર ઝમીન છે. જેને શામ નરીમાન ને રૂસ્તમ સોહરાબ જેવા પહેલવાનો પેદા કીધા છે—આ તે રૈયત છે જે ચુડીઓ પહેરનારી અપમાન સહન કરનારી નહિ, પણ જે પોતાના દીન ધર્મના તથા સ્વમાનના બચાવ માટે જાન આપનારી ઔલાદ ધરાવે છે.

ઇરાન પાસે જબરીથી જજીઓ લેવાનો કે બીજો ધર્મ હમોને કબુલ કરાવવાનો ખ્યાલ દીલમાંથી કાઢી નાખો.

**નૌશીરવાન**—ગુલામ નહિ હમે કોઇના, છૈયે હમે સૌના સરદાર,
મકદુર નથી કોઇ કોમની, કરે ધર્મ હમારો ખ્વાર;
જે કરશે સરકશી હમ સાથ, જરૂરજ તે ખતા ખાશે,
ઇરાનની રૈયત કદીબી પણ, ગુલામ કોઇની નહિ થાશે.

**આરબ**—જો એમજ છે તો પછી છેલ્લો ઉપાય બન્ને કોમની તાકાત ઉપર રહેશે. યાને લડાઇ જાહેર કરવી પડશે, ઇરાનના નામદાર શાહ, પહેલવાનો જો હમારી શરતો નહિ મંજુર કરશો તો છેવટે લોહીની નદીઓ વહેતી થશે. ઇરાનની ફળદ્રુપ જમીન વયરાન થશે. તમારી રૈયત પાયમાલ થશે, ને જે શરતો આજે તમો કબુલ નથી કરતા તે લડાઇમાં શીકસ્ત પામી જોર જબરીથી પશેમાન થઇ કબુલ કરવી પડશે.

**નાશીરવાન**—ઝે શીરે શોતોર ખુર્દને સુસમાર
અરબરા બજાએ રસીદસ્ત કાર.
કે તાજે કેઆંનરા કુનન્દ આરઝુઇ. (ફીરદોસી)

[ઉંટનું દુધ પીનાર અને સુસમાર નામની માછલી ખાનાર આરબોનો શું દહાડો ફરી ગયો છે કે કયાંની લોકોનું તખ્ત લેવાની તેઓ ખાહેશ કરે છે ?]

શું આરબો હમો સાથ જંગમાં ઉતરશે ને હમોને શીકસ્ત આપશે ? અરે ! જેઓને હમોએ આસરો આપી ઇરાનમાં દાખલ કીધા, શીખવ્યા કેળવ્યા, જેઓને કાંઇ આવડતું ન હતું તેમને ઉધોગ હુન્નરમાં નાંખ્યા, તેઓ હમારી સાથ લડાઇનાં મયદાનમાં જંગ કરવા, હમો સાથ સરકશી કરવા ઉતરશે ? વાહરે ઝમાના ! તારાબી ઢંગ ન્યારા છે.

**આરબ**—હા બીરાદરો--ઝમાનાના ઢંગ બહુ ન્યારા છે. જેને તે એક વેળા ઉંચાઇની ટોંચે ચઢાવે છે, તેનેજ પાછો નીચે ઉતારે છે; જેને તાજ પહેરાવે છે તેનેજ ખાકમાં

મીલાવે છે; જેને તે હસાવે છે તેનેજ તે રડાવે છે, અને જેને તે જીવાડે છે તેને અંતે મારે છે, એવો આ ઝમાનાનો રંગ છે. બહાદુરો તમો તમારાં જોર ઉપર ઘણા મુસ્તાક ના રહો. તમો પાસે બળ હશે તો હમો પાસે કળા છે, તમો શરાબમાં ચકચુર છો, કુસંપથી ભરપુર છો. એ તમારી નબળાઇ ભુલી જશો નહિ. હું ફરી એકવાર કહું છું કે ધર્મની લડાઇ જગાડવા કરતાં તમારાં યાદે વતનને વયરાન થતું અટકાવો ને હમારો મહઝબ નહિ કબુલો તો જજીઓ આપવા કબુલ કરો, નહિ તો લડાઇમાં હાથ અજમાવો.

**યઝદેગર્દ**—લડશું હમો દિલોજાનથી, ધર્મની રક્ષા માટે,
લડશું હમો દિલેરીથી, કોમના બચાવ માટે,
મરશું હમો બાખુશી, આતશની સંભાળ માટે,
હઝારો જાન કુરબાન થશે, વતનની સેવા માટે.

**આરબ**—અગરજો એમજ છે તો લડાઇ માટે તૈયારી કરવા સીવાય છુટકો નથી. આવો બીરાદરો હવે વધુ વખત અહિંયાં થોભવામાં સાર નથી. (ઇરાનીઓને) નામવરો હમો રૂખસત લઇશું.

**યઝદેગર્દ**—(જોરથી) સબર કરો.

[ઇરાનીઓ આરબોની આસપાસ ફરી વળે છે.]

**આરબો**—દગો!

**યઝદેગર્દ**—ગભરાઓ નહિ. શેખ મગુરા, ઇરાનીઓ દગાથી પોતાના દુશ્મનોને મહાત કરે એવા હીચકારા નથી.
તમો એક મહેમાન તરીકે આવી દુશ્મનાઇની લાગણી ઉશકેરી વિદાય થાવો છો તો તમારી ભેટ સોગાદ રાખવી હમારે માટે વાજબી નથી, એટલે તે પણ તમારી સાથેજ જશે. બીરાદરો, આ આરબ ટોળીને સહીસલામત પોતાના મુકામપર જવાની સવળતા કરી આપો. (જાય છે.)

[આરબ ટોળીના જવા પછી શાહબાનુ મહેરઅંગેજ ઇરાની લશ્કરી પોશાકમાં દાખલ થાય છે.]




યઝદેગર્દ શેહરીયારની દરબારમાં આરબો સામે લડાઈ જાહેર થઈ.

**સર્વે**—કોણુ? શાહબાનુ!

**મહેરઅંગેજ**—મારા બહાદુર પીસર શાબાશ! મેં તારી અને તારા પહેલવાનોની આરબ સરદારો સાથની જોસભરી તકરાર બહુજ મગરૂરીથી સાંભળીછ. બેટા તેં આજે તારા વડવાઓનું નામ દીપાવ્યું છે. બહાદુર સાસાનીયન વંશને તું પુરો લાયક નીવડયો છે. તેં ઈરાનીઓનું નામ ઈતીહાસમાં અમર કીધુંછ. હોશંગ નજુમીએ તારે માટે કરેલી આગાહી તેં આજે ખોટી પાડી છે.

**યઝદેગર્દ**—માદર તમો નચીંત રહેો. જ્યાં સુધી મારા તનમાં જાન છે, ત્યાં સુધી મારા દિલમાં દીન અને ઇમાન જરૂર રહેશે. ઈરાનનું તાજ પરકોમને કોઈ કાળે નમશે નહિ. ઈરાનીઓ પોતાનો બાપીકો ધર્મ કોઇ કાળે છોડશે નહિ. એ આરબોને આપણા બહાદુર પહેલવાનો બોલ બોલતાંમાં કચડી નાખી તેઓને સરકશીનો સવાદ ચખાડશે.

**મહેરઅંગેજ**—શાબાશ! મારા વિરા તારા જેવા બહાદુર પીસરની માદર હોવા માટે હું મગરૂર છું. તારા જેવી હિમ્મતને વતન ધર્મ તરફનો ચાહ સર્વે ઈરાની પીસરોમાં જમાના સુધી કાયમ રહે એમ ખુદા પાસે દુવા ચાહું છું. બેટા ઇરાની મર્દ પહેલવાનો સાથ ઈરાની બહાદુર ઔરતો પણ વતનના, દીન ધર્મના બચાવ માટે, આરબ દુશ્મનો સામે લડવા બહાર પડશે, તેની ખાતરી રાખજે. જો (દેખાડીને) આ મારી ઔરત પહેલવાનો વતનના બચાવ માટે તારી બાજુમાં ઉભી રહી લડવા તયાર છે.

[ઈરાની છોકરીઓનું લશ્કર હાજર થાય છે. અને સર્વે તલવાર બહાર કાઢી "ઝીંદાબાદ ઇરાન" ના પોકાર મારે છે. પરદો પડે છે.]

---

## સીન—છઠો.

---

(સલામત વિચારમાં ઉભેલો છે.)

---

**સલામત**—મેં શું જોયું? કએખુશરો શેઠ પાસેનાં ભાડુતની પરણેલી બૈરીને બગલમાં લઇ અંદર દાખલ થયા! સુધરવાના સોગંદ લેનાર પોતાની અદરાયલીને વફાદાર રહેવાની કબુલાત આપનાર, એક લહેઝામાં કેમ અસલ રીતપર બદલઇ ગયો તે સમજ પડતું નથી. એ આય સામેથી કોણ બુદ્ધી આવેછ? એની કાકી હોશે. કએખુશરો શેઠ પેલી છોકરી સાથ અંદર ભરાયોછ તે કાકી અંદર જઇને જોશે તો જરૂર એને વારસા-માંથી બાતલ કરશે. સલામત બચ્ચા હોશીયાર થા. શેઠની આબરૂ બચાવવાનો આ મોકો છે, એને બધેથી રખડી જતો અટકાવવાની આ તક છે, માટે હોશીયાર થા. ને આ મુશ્કેલીમાંથી તારા શેઠને બચાવ.

[ ગુલનાર કાકી આંખે ચશ્મો ને ખાંધે છત્રી મારીને આવે છે. ]

**ગુલનાર**—મરે આયજ મુલતાનમંઝીલ હોશે કે? કોઇ મુંવું જીવતું જણાતું નથી.

**સલામત**—જી બાઇજી કોણને પુછોછજી?

**ગુલનાર**—અરે આય તો કોઇ પરકોમ વાલો લાગેછ. અહિંયા કોઇ પારસી રહેતા હયે? મુલતાનમંઝીલ કીધર હયે?

**સલામત**—(બાજુમાં) આય મુલતાન મંઝીલમાં આવનાર કએખુશરોનાં કાકીજ હશે. એ મને ઇસલામી સમજેછ તો સમજવા દો.

**ગુલનાર**—બીચારો કોઇ બહેરો જણાયછ. (જોરથી બોલે છે) મુલતાનમંઝીલ કીધર હયે?

**સલામત**—(જોરથી) મુલતાન નહિ સુલતાન (અંદરથી ગુલેસ્તાન અને કએખુશરોનો હારમોન્યમપર ગાવાનો અવાજ આવે છે. ધીમેથી) બાઇ સાહેબ સુલતાનમંઝીલ ઇસકો કહેતે હયે યહાં સબ ગાન તાન ચલ રહા હયે.

**ગુલનાર**--સુલતાન? ગાન તાન? એ મુવો બકી શું મરેછ? (અંદરથી ગાવાનો અવાજ આવે છે). મરે આય તો કોઇ ગાવાવાલીઓની ચહેલી છે ને સુલતાન સારંગી-વાલો કોઇ હોશે તેથી એ મુઓ સુલતાન ને ગાનતાન બકેછ; તે શું મારો કએખુશરો આવાં હલકાં માણસોની ચહેલીમાં રહયોછ? કદાચ હું મોહલ્લો ચુકી હોવશ. જોઉં પાટીઉં વાચું!

[જાય છે.]

**સલામત**—ચાલો પીડાપતી ને શેઠનો જાન બચ્યો! નહિ તો આય બુઢ્ઢી શેઠના છાલછોડાં કાઢી નાખતે ને રખડાવી દેતે.

[ગુલનાર કાકી પાછાં આવે છે.]

**ગુલનાર**—નહિ બરાબર છે આયજ મોહલ્લો ને મુલતાન મંઝીલ.

**સલામત**—બાઇ સાહેબ મુલતાન નહી સુલતાન મંઝીલ.

**ગુલનાર**—હું હવે કેમ મુવાને સમજાઉ. પહેલે તો બહેરો થતો તો. એઇ અહીં આવ. હવે મુલતાન નહિ ને સુલતાન. અહીંયા કોઇ કએખુશરો રહેતા હયે વો યઝદાની કંપનીમેં જાતા હયે-ઔર દોસદ દીનાર કમાતા હયે ને અદરાયલા હયે ને શેહાદી કરવાના હયે?

**સલામત**—હું કએખુશરો ઓ પટલા સરીખા-ઔર જાડા પાઉંવાલા, ઔર બડી દુમ વાલા?

**ગુલનાર**—હં-હં મુવા તારા પગ સામે જો.

**સલામત**—ઔર લંબા સરીખા, ઔર છોટા બદનવાલા? હાં પીછાનતા ગરીબ બીચારા બહોત અચ્છા આદમી.

**ગુલનાર**—તુમ કએખુશરો કુ પીછાનતા હય?

**સલામત**—હા બાઇ, ઘણી સારી રીતે માથાંથી પગ સુધી બરાબર, એવન તો મારા મુરબ્બી.

( મોટેથી ) બાઇજી કએખુશરો તો.........(રડે છે).

**ગુલનાર**—ઓ મરેરે ઘરાનો લેતો મુવો મારા કએખુશરોનુ નામ લઇ રડેછ શાનો? મારા દીકરાને કંઇ કશું થયું કે શું? શું છે બોલ હમ તુમકુ નોકરીપર રખેગા, ગભરા ના, તુમ્હારા શેઠ કીધર હયે-હમ તુમ્હારા-નહિરે મરે, ઇનકા કાકી હયે.

**સલામત**—બાઇજી કએખુશરો બીચારા......(રડે છે).

**ગુલનાર**—ઓ મરેરે હવે શું કરૂં મારા કએખુશરો જીભરૂના દુશ્મનને કંઇ કશું થયું કે શું? (પોતે બી રડે છે).

**ગુલનાર**—શું મારો કએખુશરો મરી ગીયો? (રડે છે).

**સલામત**—બાઇ સાહબ કએખુશરો શેઠ..... (રડે છે).

**ગુલનાર**—અરે દીકરા એક બે દિવસમાં શું થઇ ગયું? પણ ક્યારે મર ગયા?

**સલામત**—બાઇ સાહેબ, કએખુશરો શેઠ......(રડે છે)

**ગુલનાર**—પણ મુવા કએખુશરો શેઠ કએખુશરો શેઠ બોલ્યા કરેછ પણ કએખુશરો શેઠકુ ક્યા હુવા, ક્યસા મર ગયા, તાપ આયા, બોખાર આયા, કોલારા હુવા કે મરકી હુવા તે તો બોલ?

**સલામત**—બાઇ સાહેબ બહુ બુરૂ થયું પણ ખોદાની મરજી (રડે છે)

**ગુલનાર**—(રડેછ) ઓ દીકરા મને માફ કરજે તારૂં મોઢું જોવા નહિ પામી, ક્રિયા કામબી નહિ થયું હોશે, ચાલ જઇને લોબાન મુકું, પણ મરે દહાડો કયો લાગો હોશે?

**સલામત**—બાઇ સાહેબ.

**ગુલનાર**—મુવો તારનો બાઇ સાહેબ બાઇ સાહેબ કરી મરેછ પણ સીધું બસી મરતો નથી.

**સલામત**—બાઇ સાબ કએખુશરો શેઠકા સીરકુ દદ હુવા તે હોસ્પીટલકુ ગયા.

**ગુલનાર**—ઓ તુ મરેરે મુવો મને હેબતાવી નાખી! કએખુશરો હોસ્પીટલમાં ગયો? માથું દુખ્યું તો હોસ્પીટલમાં કાંય ગીયો? શું ઠ ભરતે, માથે પાટો બાંધતે, ચાલ્યો ચાલ્યો હોસ્પીટલ કાંય ગીયો? પણ તું મુવા ઇતના રોયા કાંય?

**સલામત**—બાઇ યહાં હોસ્પીતલમાં ગયેલો માણુસ પાછો જીવતો આવતોજ નથી એટલે મેં ધાર્યું કે કએખુશરો શેઠ મરવાજ ગયાછ ને પાછા આવવાના નહિ.

**ગુલનાર**- અરે ઉંધો પરેરે તું મુવો બોલતો, લાવ હું હોસ્પીટલમાંથી મારા દીકરાને ઘેરે લાવી સારવાર કરૂં (જાય છે)

**સલામત**—ચાલો પીડા પતી. છે એની કોઇ જોડી?

(જાય છે.)



## સીન—સાતમો.

[લડાઇના મયદાન તરફ જવાનો રસ્તો.]

વઝીર—સરદાર નોશીરવાન, લડાઇ શરૂ થવાની તૈયારી ચાલી રહી છે. સર્વે સરદારો પોતાનાં લશ્કર સાથ કિલ્લા તરફ સફસમારી ઉભા છે, અને તમો હજુ અહિંયાં!

નોશીરવાન—વઝીર સાહેબ હમો આ લડાઇમાં ભાગ લેવા ઇચ્છતા નથી.

વઝીર—કારણ?

નોશીરવાન—તમોને રોશન છે તેમ ઇરાની સરદારોમાં મતફેરીના સબબે આજ કેટલુંક થયું કડવાસ ને કુસંપ જન્મ પામ્યો છે. લશ્કરના વડા સીપેહસાલાર તરીકે નામદાર શાહે હમારા મુખાલેફ હરીફ સરદાર ફીરૂઝાનની નિમણુક કરવાથી હમારી બાજુના લડવૈયાઓએ આ લડાઇમાં ભાગ નહિ લેવાનો ફસદ કર્યો છે.

વઝીર—નોશીરવાન, આ પગલું વાજબી નથી. આ વખત એવો છે કે સર્વે ઇરાની પહેલવાનોએ અઇકયતાથી ઇરાન સરઝમીનના બચાવ માટે બહાર પડવાની જરૂર છે.

બરઝોર—નામદાર તમો કહો છો તે ખરૂં છે, પણ હમારૂં લશ્કર મર્દાનગીરીથી લડી ફતેહ મેળવે ને તેનું માન હમારા હરીફ સરદાર ફીરૂઝાનને મળે તે જોવા હમો રાજી નથી.

વઝીર—બસ એજ તમારૂં કારણ! એ તમારા સ્વાર્થને લીધે તમો દુર ઉભા રહી લડાઇનો તમાશો જોયા કરશો, એમજ કે! આવાં તકલીદી કારણને લીધે, અદેખાઇ અંટસને લીધે ઇરાન સરઝમીનનો દુશ્મનને હાથે નાશ થવા દેશો? રાજતાજ દીનધર્મ સર્વેને દુશ્મનની દયાને

શરણુ થવા દેશો? આજ તમારૂ માદરવતન તરફનુ દેશાભીમાન? આ તમારી વતન તરફની જાનફેશાની? આ તમારી રૈયત તરફની, દીન ધર્મ તરફની ફરજનો ખ્યાલ? નૌશીરવાન ફરી વિચાર કરો.

**નૌશીરવાન**—નામવર તમો ચિંતા ન કરો. જો ઇરાનીઓ આ બીજી લડાઇમાં હારશે, તો હમો દુશ્મનો સામે ત્રીજી લડાઇ જાહેર કરી તે હમે જીતશું, ને માદરવતનને પાછું મેળવશું, દુશ્મનોને હાંકી કાઢશું.

**વઝીર**—ખરેજ "વિનાશકાળે વિપરીત બુધ્ધિ"

ચુ કઝા બીરૂન કુનદ અઝ ચર્ખસર
ઑકેલાન ગરદંદ જુમલે કુરો કર.

એક લડાઇ આપણે હાર્યા, બીજી લડાઇ આપણે હારીયે તેની તમે રાહ જુવો છો, ને પછી ત્રીજી લડાઇમાં ફતેહ મેળવવાની ગણતરી કરો છો. બીરાદરો હું ફરી કહું છુ કે આ વખત આગલી પાછલી બાજદો વિચારવાનો નથી. એકમેકની અદેખાઇની લાગણી દુર કરો, કુસંપ બાજુ કરોને વતનનાં મઝહબી છુટાપણાં માટે લડવા એકસંપીથી હમણાંજ બહાર પડો તોજ દુશ્મનોને શીકસ્ત આપી શકાશે.

**નૌશીરવાન**—હમો દિલગીર છઇએ કે તમારી સલાહ હમો માન્ય રાખી શક્તા નથી.

**વઝીર**—(ઉશ્કેરાઇને) તો પછી યાદ રાખજો કે તમો ખુદ માદર વતનના દુશ્મનો ગણાશો; ઇરાન સરઝમીન તરફ નીમકહરામ થયલા લેખાશો. એક દિન એવો આવશે કે તમારી આ ચાલ માટે તમો પોતે પસ્તાવો કરશો, દુન્યા તમો પર લ્યાનતનો વરસાદ વરસાવશે, તમોને દેશના, દીનના દુશ્મન ગણી સૌ કોઇ લ્યાનત નાખશે. ઝમાનાનો કેહર તમો પર વરસો સુધી વરસશે, જરથોસ્તી આલાદ માદરવતનની બરગસ્તી માટે તમોને જોખમદાર ગણશે

(નમી જઈને) બીરાદરો, એક વાર ફરી તમને વતનના નામથી, દીન ધર્મના નામથી, તાજો તખ્તનાં ફરમાનથી આજીજી કરૂં છું કે કુસંપ નાબુદ કરો. ઇરાની બીરાદરો એક સંપીથી દુશ્મનો સામે લડી નામદાર યઝદેગર્દ શહેનશાહને મદદ કરો. યાદ રાખો કે——

કુસંપથી તારાજ થયાંછ—દુન્યામાં રૈયતને રાજ,
કુસંપે નાબુદ કીધાંછ, કંઇકોના તખ્તોને તાજ;
કુસંપથી તો નાશ થયાંછ—ધર્મીઓનાં દીન ઇમાન,
વતન ધર્મ ને કિર્તિ—કુસંપથી થાશે વયરાન.

[વઝીર એક બાજુ જાય છે, નાશીરવાન ને બીજાઓ બીજી બાજુ જાય છે.]

(યઝદેગર્દની માદર લશ્કરી પોશાકમાં આવે છે. યઝદેગર્દ થાકેલો અને સુસ્ત માલમ પડે છે.)

**મહેરઅંગેજ**—બેટા, બેટા તું આજે સુસ્ત કેમ દેખાય છે? આ લડાઇનું મેદાન છે, દુશ્મનો મોટી સંખ્યામાં ભેગા થયા છે, હુશીયાર થા—હોશમાં આવ ને તારાં લશ્કરને હિમ્મત આપ.

**યઝદેગર્દ**—માદર, કુદરતની આગાહી મને નાહિમ્મત બનાવે છે.

**મહેરઅંગેજ**—હેં! કુદરતની આગાહી! તું કોણ છે તેનું તુને કાંઇ ભાન છે? કયાની વંશનો તુ વીરો છે-ઇરાન સર ઝમીનનો તું શાહ છે. નામાંકિત શહેનશાહો કએખુશરૂ, ફરેદુન, નૌશીરવાનની ઔલાદનો તું નબીરો છે, એટલે ફતેહ તારીજ છે. તેમના મહાન કામોની તું યાદ કર. આગલી લડાઇની હાર વીસરી જા. શામ, નરીમાન, ઝાલ, રૂસ્તમ, ફરેદુન જેવી હિમ્મત, જોર, મરદાનગી ખુદા પાસે માંગ તો ફતેહ તારીજ છે. (યઝદેગર્દ ચુપ છે.) બેટા, ઇરાનીઓની અમર કિર્તિ—તેમના રાજતાજની, દીન-ધર્મની હસ્તી, તારી હિમ્મત અને ફતેહપર લટકેલી છે, માટે ગફલતીની નીદમાંથી બેદાર થા.

**યઝદેગર્દ**—( દીલગીરી, પશેમાનીથી ધ્રુજતો ) માદર આ લડાઇ હું જરૂર હારી જવશ એવી મને અસારત થાય છે. એટલે હું હિમ્મત એકઠી કરી શકતો નથી, લાચાર છું.

**મહેરઅંગેજ**—(બાજુમાં) એ ખુદા ! શું નજુમી હોશંગની આગાહી ખરી પડશે? શું ઇરાન પરકોમને હાથ જશે? ( ગુસ્સે થઇ ) ઓ હિચકારા ફરઝંદ અહિંયા જો (પોતાને દેખાડીને ) હુ એક ઔરત લડાઇના મેદાનમાં આવી દુશ્મનો સાથ હામ બીડવા તૈયાર થઇછ-તેઓને હરાવી ઇરાન સરહદમાંથી બહાર કાઢવા, તેમને શીકસ્ત આપવા હુ એક ઇરાની ઔરત હિમ્મતથી હાજર થઇછ, ને તું એક મર્દ છતાં એવા નબલા મનના ખ્યાલી વિચારોથી ડરી જાયછ, ગભરાયછ, લડાઇ લડવા અગાઉ હિમ્મત હારી જાયછ (ઉશ્કેરાઇ) શરમ છે, ધીક્કાર છે (નરમ થઇ) તારા જેવા નામર્દ હિચકારા ફરઝંદની માદર હોવા માટે હુ શરમીંદગી છું.

**યઝદેગર્દ**—માદર, માદર, ગુસ્સે ના થાવો હું દીલગીર છું. લાચાર છું, શું કરૂં મને કાંઈ સુજ પડતું નથી.

**મહેરઅંગેજ**— યઝદેગર્દ, મારા ફરઝંદ, તારી ફરજનો, તારી રયતનો, તારી કોમનો, તારા દીન ધર્મનો વિચાર કર, આ લડાઈ જો ઇરાનીઓ હાર્યા તો તેનું પરીણામ શું આવશે તેનો ખ્યાલ કર, દુશ્મનો સાંમે બહાદુરીથી લડવા તારાં લશ્કરને ઉશ્કેરી તેને હિમ્મત આપવા તું હિમ્મતથી, બહાદુરીથી આગલ પડશે તો ફતેહ તારીજ છે, ને તારીજ થશે. યથાનો કલામ ભણ.

**યઝદેગર્દ**—(સહેજ હુશ્યારી પકડી). માદર મને માફ કરો, હા, હું દુશ્મનો સામે હીમતથી લડીશ, મારા જાનના જોખમે હું માદર વતનનો, સાસાનીયન વંશના તાજનો, ઇરાનના દીન ધર્મનો બચાવ કરવા, દુશ્મનો સામે મારા પહેલવાનો સાથ હિમ્મતથી લડીશ. માદર તમો નચીંત રહો.

**મહેરઅંગેજ**—શાબાશ મારા પીસર, ખુદા તારો નિગેહબાન થાવો. (જાય છે.)

**યઝદેગર્દ**—મારા પહેલવાનો આપણે પહેલી લડાઇ હારી ગયા પછી આપણી હાલત મજબુત કરી એક વધુ લડાઇ લડવાનો જોખમ ખેડયો છે તેમાં પરવરદેગાર આપણને મદદ થાય. બીરાદરો, આ લડાઇ છેલ્લીજ જાણવી. એમાં ફતેહ યા શીકસ્ત જે કિસ્મતમાં લખાઇ હશે તે મળશે. આ લડાઇનું સેવટ આપણા રાજતાજ ને દીન ધર્મનો ફેંસલો નક્કી કરશે, માટે તમારૂં સર્વે જોર એકઠું કરી માદર વતનના બચાવ માટે બહાદુરીથી લડજો, ને લડાઇનું પરીણામ આપણી તરફેણમાં લાવજો.

**પહેલવાન**—ઓ શાહ, તું બીલકુલ બેફીકર રહે. આ લડાઇ આપણે જરૂર જીતશું.

**યઝદેગર્દ**—ખુદા કરે ને તેમ થાય. યથ જમ્યાદ, યથ આફ્રીનામી.

[ સર્વે પહેલવાનો જાય છે. ]

---

## સીન આઠમો.

---

( કીલ્લાનો દેખાવ )

**આરબ**—ઇરાની સીપાહીનો પોશાક પહેરી આપણે દુશ્મનોની છાવણીમાં આવી શકયા. હવે અહિયાંથી છટકવાની કોશેશ થવી જોઇયે. બીરાદર આપણા ઇરાની દુશ્મનોની કિલ્લેબંદી ઝયાદા મજબુત છે, ને આપણું લશ્કર જો તેઓ સામે અહિંયાં લડવા આવશે તો ઉંદર જેમ છટકામાં સપડાય તેમ સપડાશે માટે કંઇ હિકમતથી આ લડાઇ લડવી પડશે.

**આરબ બીજો**—હા રફીક તું કહેછ તે ખરૂં છે. ઇરાની લશ્કર ચર ખોદી મજબુત કિલ્લેબંદી કરી બેઠું છે ને જ્યાંસુધી

**કંઇ હિકમતથી તેઓને બહાર મેદાનમાં લાવવાની તજવીજ નહિ થાય ત્યાં સુધી આપણી જીત શકમંદ લાગે છે. આપણે પહેલી લડાઇ જંગે કાદુસીઆમાં જીત્યા છીએ પણ બીજી નીહાવંદની લડાઇ જીતવી સહેલ નથી———**

**આરબ**—જો એમ થાય કે આપણે લડાઇનું મયદાન છોડી જઇએછ એવો દેખાવ કરીએ તો કદાચ ઇરાની લશ્કર કિલ્લામાંથી બહાર આવી આપણી પીઠ પાછળ હલ્લો કરવા લલચાય ને એવી રીતે તેઓને કિલ્લેબંદીમાંથી બહાર કાઢી ખુલ્લાં મયદાનમાં આપણે તેઓને લડવાની ફરજ પાડી શકશું ને આપણા બળવાન લશ્કર સાથ શીકસ્ત આપી શકશું.

**આરબ બીજો**—હા આ યુક્તિ ઠીક છે ચાલો આપણે છાવણીમાં જઇ સર્વે ખબર આપીએ. ( જાય છે )

[ દૂરથી નીચલી હકીકત જણાય છે, જે સર્વે ઇરાની સરદારો કિલ્લામાંથી જોય છે. "આરબ લશ્કર પાછું ફરે છે ને પોતાની સરહદ તરફ જતું જણાય છે". ]

**પહેલવાન ૧**—અરે જુવો નામદાર દુશ્મનો પીઠ ફેરવી નાસે છે !

**પહેલવાન ૨**—અરે હવે આ તક ઠીક છે કે તેમની ઉપર હવે આપણે તૂટી પડી તેમને સહેલથી છટકી જતા અટકાવીએ.

**પહેલવાન ૩**—બીરાદરો, ઉતાવલ્યા ના થાશો. આપણી કિલ્લેબંદીમાંથી બહાર જવું સલાહકારક નથી. ભલે તેઓ જાય છે તો જવાદો.

**પહેલવાન ૧**—પણ એમ તો વળી પાછા તેઓ લડાઇ જગાડશે ને આપણને કોઇવાર પાછા હયરાન કરશે. આવી તક કંઇ વારંવાર મલતી નથી માટે આપણે બહાર પડી તેઓનો નાશ જરૂર કરવો જોઇએ. નામવર શાહ તારો શું હુકમ ?

**યઝદેગર્દ—બીરાદરો મને ના પુછો, મને કંઇ સુજ પડતું નથી. આવતી કંઇ બદબખ્ત આગાહીથી મારૂં મગજ કામ**

કરી શકતું નથી. તમો લશ્કરના વડા પીરૂઝાનને પુછો. તે જેમ સલાહ આપે તેમ કરો.

**લશ્કરનો વડો**— હું પહેલવાન કાઉસના મતને મલતો છું. આપણે નાસતા દુશ્મનોની પુઠ પકડશું ને બને તેટલાનો નાશ કરી ભવિષ્યમાં દુશ્મનોનું જોર ઓછું થાય ને ઇરાન સામે સરકશી કરવાનું તેઓ છોડી દે એવી તેમની હાલત બનાવશું ને પછી આપણી શરતોએ સલાહ કરવાની ફરજ પાડશું માટે ચાલો બહાર પડો.

[આરબો પછવાડે ઇરાનીઓ દોડે છે—આરબો નાસતા અટકે છે ને ઇરાનીઓ સામે લડે છે. રેતીનો વંટોલીયો. આરબોની ફતેહને ઇરાનીઓની હાર થાય છે. ઇરાનીઓ નાસતા જણાય છે].

[લડાઇ પુરી થાય છે. ઇરાનીઓની હાર થાય છે. મહેરઅંગેજ લડાઇમાં તીર લાગવાથી તીર શરીરમાં ગયેલું છે ને લોહી વહે છે તે દેખાવ હાજર થાય છે.]

**માહેરઅંગેજ**—ઇરાનીઓની હાર થઇ-નજુમી હોશંગની આગાહી ખરી પડી, માદરવતન પરદેશીઓને હાથ ગયું, ઇરાની રાજ ગયું. (અચકાઇને) ઓ પરવરદેગાર! માદર વતનની રક્ષા કરજે, માદર વતન! મારા પીસર તરફ વધુ ઘાતકી બનતી ના, તેને આસરો આપજે-તેના દુઃખમાં સહાય થજે-તેને નેકીનો રસ્તો બતાવજે (અચકાઇને) દુશ્મનો લડાઇ છત્યા-ઇરાન! માદર વતન ઇરાન! મારા પીસરપર, મારીકોમપર દયા રાખજે-તેમને સંભાળજે-યઝદેગર્દ યઝદેગર્દ, માદર વતન, યઝદેગર્દ........(મરણ પામે છે).

[આરબો ઇરાનીઓની કિલ્લેબંદીનો નાશ કરે છે ને ઇસ્લામી ઝુંડો "અલ્લાહો અકબર" ના પુકાર સાથે ઉઠારે છે].

# સીન નવમો.

---

(સલામત ગાયન ગાતો આવે છે. થોડું ગાયન ગાયા પછી વિચાર કરે છે.)..............

[ખુશરોની કાકી ગુલકાકી દાખલ થાય છે.]

ગુલકાકી—હા આયેજ મુલતાન મંઝીલ હોશે અહિંયાં મારો ખુશરો પોતાની બાનુ સાથ રહેતો હોશે. જી ભરાયો હમનાજ પરણ્યોચ એની શેહાદીપર મારેથી નહિ અવાયું કારણ એહસ્તીને પાંચ વરસ પુરાં નહીં થયેલાં તેથી બહાર નહી નિકલતીતી--

સલામત—અરે આય કોણ? મારા શેઠની કાકી હમના ગઇ તે એટલી જલ્દી પાછી કેમ આવી! મારી આંખ કંઇ ધોકો તો નથી ખાતી? (આંખ ચોળે છે.)

ગુલકાકી—જી ભરૂં મારો ભત્રીજો કાકાને જોઇ હરખાઇ હરખાઇ જશે.

સલામત—ખરેજ, તારા ભત્રીજાની કમબખ્તી છે, આય બુદ્ઢી કોઇ જબરી હ્દીલી કાકી છે. ડોસાં કેમ પાછાં આયાં?

ગુલકાકી—બા, હું એમ આવી કે ખશરૂ મારા ભત્રીજાને મલું-તું મને ઓલખેછ કે? આયજ મુલતાન અરે નહી સુલતાન મંઝીલ કે?

સલામત—(બાજુમાં) બુદ્ઢી બડી પહોંચેલ છે. એ સમજી ગઇછ કે મેં એને બનાવીને ક્હાઢી એટલે પાછી અંજાની અમ્મા થઇ મારી કસોટી કરવા આવીછ. પણ હું બી તો ખરો કે પાછાં પાટીયાં ગોઠવી એને બનાવીને ક્હાઢું.

ગુલનાર—બીચારો કોઇ બહેરો છે.

**સલામત**—ઠીક છે. હું બહેરો છું, લંગડો છું, લુલો છું. તારે ગમે તે કહે પણ હુંજ ગાંડો ઘેલો બનીને પણ તુંને અહિંયાંથી કહાઢું તો મારૂં નામ સલામત.

**ગુલકાકી**—એઇ તુમ કિસકા નૌકર હયે ?

**સલામત**—(બાજુમાં) વાહરે કાકી જાણે મને ઓળખતીજ નથી ને મને મળીજ નથી.

**ગુલકાકી**—ખરેજ બીચારો બહેરો છે. એઇ સુનતા હયે કે હમ છે તે કેખુશરૂનાં કાકા થતાં હયે વો કહાં રહતા હયે, બતાવની બા ?

**સલામત**—બુઢ્ઢી કેવી નરમ ઘી જેવી થઇ ગઇછ ! હવેએને બનાવવાનું શરૂ કરૂં ! માઇ એ દુન્યામેં કોઇ કીસીકા યાર નહીં, મદદગાર નહીં, દુન્યાકા પ્યાર જુઠા હયે, મત કીસસે દીલ લગા, મયે કહેતા હું કે ખુશરૂકો ભૂલ જા, યહાંસે ચલી જા.

**ગુલકાકી**—એ મુવો બકી શું મરેછ ! એ યાર ને પ્યારની વાત કાંય કરતો હોશે ? કોઇ દીવાનો છે ? એઇ બુઢા મનીખ સાથ પ્યારકા બાત કરતા હયે મુવા શરમ નહીં આવતા હયે ?

**સલામત**—જરૂર આય બુઢ્ઢીને આંખે આવતું નથી, નહીં તો જરૂર મને પીછાનતે. પણ એ છત્રી ક્યાં મુકી આવી, ને પેલો વાસ મારતો કોથલો ક્યાં નાંખી આવી ?

**ગુલકાકી**—અહિયાં તો કોઇ મલે નહી કોણને જઇ પુછું કે મારો ભત્રીજો કાં છે ?

**સલામત**—એ બીચારો ગયો.

**ગુલકાકી**—ગયા કાં ગયા ? નાકરીકુ ગયા ?

**સલામત**—નહીં સફરકુ ગયા.

**ગુલકાકી**—પણ કીયે ગામ ગીયો ને એની ઔરત કાં છે ?

**સલામત**—વો ગયા મુલ્કે અદમકુ ઔર ઔરત રહેતી હયે મઝદા મોહલ્લેમે.

**ગુલકાકી**—પણ મુલ્કે અદમ કાં આયું ને મઝદા મોહલ્લો કાં છે તે તો બતાવ? મુવો પહેલે બહેરો થયોતો હવે કેવુ સાંભલેછ!

**સલામત**—માંઇ ચલી જા (જાયછે.)

**ગુલકાકી**—મરે મુવો શું બોલી ગયો કંઇ મારી સમજમાં તો નહિ આયું, રસ્તા વચ્ચે થોભું બી કેમ? લાવ જોઉં એ મઝદા મોહલ્લો કાં આયો તેની તો ખબર કહાડું. (જાય છે.)

**સલામત**—[પાછો દાખલ થાય છે] ચાલો ગઇ ને મારા શેઠની જાન બચી પણ રખે વળી પાછી આવે.

[બારીએથી કએખુશરો જોય છે.]

શેઠ ઓ શેઠ તમારી કાકી પાછી આવીતી ને જેમ તેમ બનાવી પાછી મોકલી હવે પાછી આવે તે અગાઉ પેલી ઘેરમાં રાખેલી છોકરીને તેને ઘેર મોકલી આપો, જો તેમ નહી કરશો તો કાકી પાછી આવશે, આબરૂબી જશે ને કાકીનો દલ્લોબી જશે.

**કએખુશરો**—(પ્યારની ધુનમાં) કેમ મોકલું?

**સલામત**--કેમ મોકલું? અરે કોઇ સાથ નહી, તો મારી સાથે મોકલો? નહીં, તો તમે સાથે જઇને તેને પહોંચાડી આવો! શેઠ આય ઘણુંજ ખોટું કામ થાયછ.

**કએખુશરો**—સલામત તું શું જાણે કે કેવા સંજોગમાં તે મારે આસરે આવી છે? કદી નહી, એક ગ્રહસ્થ પોતાના આસરામાં આવેલી બાનુને કદી મોકલી નહી શકે.

**સલામત**—અરે શું પાછી મોકલી નહી શકે? હવે એ તમારા પ્યારના ઢોંગ બાજુ મુકો, તમારી અદરાયલીનો ખ્યાલ કરો, કાકીના પૈસાનો વીચાર કરો ને પારકી બાનુઓને

ઘેરમાં બોલાવી પ્યારની તાલીમ આપવાનું મોકુફ કરો,
શેઠ હવે એ ધંધા પર પુરો મુકો.

કએખુશરો—સલામત, પ્યાર તો હવે પીરોજા સાથેજ.

સલામત—હં ! ત્યારે આય તમારી બહેન બાઇઓ સાથનો મીઠાસ
શું મોઢું સમારવા માટે કેમ ? છે એની કોઈ જોડી ?

(ગાયન)

સલામત—આ નવા જમાનાનો રંગ જુવો,
આ ઇરાનીઓના ઢંગ જુવો,
જ્યાં પ્યાર ને મોહોબતનો સંગ જુવો.
ત્યાં નેકી નીતીનો ભંગ જુવો.

કએખુશરો—પ્યારની કદર તે તું શુ કરે,
ભેંસ આગળ બીન અસર શું કરે,
હીરાની પરીક્ષા ઝવેરી કરે,
પ્યારની કદર આશકમાશુક કરે.

સલામત—પ્યાર એ મોહોબતનું ખોટું છે નામ,
પ્યાર માટે થાય છે નઠારા કામ,
પ્યાર ખાતર ખોહયા કંઇકોએ જાન,
એ પ્યાર ઇનસાનને કરેચ હેવાન.

કએખુશરો—પ્યારનો રસ્તો નથી કાંઇ સહેલ,
નથી જોતો પ્યાર ઝુપડી કે મહેલ
પ્યારની કીધીચ ફરેસતાઓએ પહેલ.
ને સેતાન કરેચ પ્યારનું કામ મુશ્કેલ.

---

## સીન—દસમો.

---

( જંગલનો દેખાવ )

[ઇરાની દસ્તુર, પહેલવાનો, રૈયત વગેરે હાથમાં કંઇ વાસણમાં આતશને લઇ આવે છે.]

**દસ્તુર**—(દીલગીર ચહેરે) લડાઇ ખતમ થઇ, ઇરાનીઓની હાર થઇ, દુશ્મનો ઇરાન જીતવામાં ફાવ્યા; શહેરમાં લુટ ચલાવી ન ધરાતાં પાક ધર્મ પુસ્તકોનો ને આતશ-કદેહનો તેઓ નાશ કરવા લાગ્યા છે. હવે શું કરીયે ?

**રૈયત ૧**—ત્રીજી લડાઇ લડવા હવે હમારામાં જોર નથી. ઇરાનમાં હવે તે તાકાત મૌજુદ નથી.

**દસ્તુર**—ગભરાઓ નહિ ઇરાની બીરાદરો, જો રાજ માટે લડવાની તાકાત નથી, તો મઝહબના બચાવ માટે તો કોશેશ કરો ! (દેખાડીને) આ પવીત્ર આતશની પાસબાની કરવા, આ આતશના નુરી કેબલાને સલામત જગાએ લઇ જઇ તેને તખ્તનશીન કરવાની કોશેશ કરો શું ઇરાની પહેલવાનોનું ધર્મ તરફનું ઇમાન દુશ્મનોની જીતથી એટલું સુનમારી ગયું છે. સુકાઇ ગયું છે કે આ પાક આતશને રોશન રાખી તેને લાયકનું સ્થાન મેળવવાની કાંઇ હામ બીડી નહિ શકે ?

**એક બુઢ્ઢો દસ્તુર**—ક્યાં લઇ જાઉં આ કેબલાને, ક્યાં છુપાવું બાદશાહ તુંને,
પરકોમની હરકતથી, ક્યાં લઇ જઇ રાખુ તુંને;
નીભ્યો ધર્મ હઝારો સાલ, ઓ કેબલા તુજ દયાથી,
નીભશે હમારી ઔલાદ, તારીજ મહેરને માયાથી.
ક્યાં છે તે ધાર્મીક જુસ્સો, ક્યાં છે તહેમતનની ઔલાદ !
ક્યાં છે બહાદુર પીલતનો, આપવા જાન દીનને સૌગાદ.

**પહેલવાન**—બાખુશી દસ્તુર સાહેબ લાવો, એ નુરી કેબલાને મને સોંપો, ઓ કેબલાઃ—

હેફાઝત તારી તું કરશે, નથી તાકાત હમારામાં,
શક્તિ તારી ગયબી છે, અનેક ખુબી છે તારામાં;
જાન જીગર કુરબાન કરૂં, ઓ કેબલા તારી ઉપર,
એક નહીં અનેક ઝીંદગી, નીસાર તુજ કદમ ઉપર.

**દસ્તુર**—ઓ દાદાર અહુરમઝદ ! આ નુરી આતશની જાળવણી કરવાની હમોને શક્તિ આપજે. જરથોસ્તી દીન ધર્મની પવીત્રતાઇની આ અચુક નીશાની, જરથોસ્તીઓનો આ હમેશનો રોશન ચેરાગ, તારાં નુર અને મહોબ્બતની નીશાની તરીકે હઝારો સાલ હમારા નેઆગાનોએ જાનને જોખમે જાલવી રાખ્યો છે, તેને હમારા દીલમાં, હમારા હૈયામાં રોશન રાખજે. અફસોસ ! માદરવતન દુશ્મનો જીતી ગયા છે. સેંકડો હઝારો વરસની કયાની પાદશાહોની જાહોજલાલી ને કીર્તી આજે ખાકમાં મળી ગઇ છે. જરથોસ્તી કોમનો જલેહવંત ખુરશેદ આજે મગરેબમાં ગાયબ થયો છે. જેવી તે કીરતારની મરજી. ઓ નુરી કેબલા તુંને આલુદે થતો અટકાવવા, તુંને તારાજ થતો બચાવવા, તારાં હમેશનાં આસનપરથી ઉચકી અહિંયાં લઇ આવ્યાછ, વાસ્તે તું હમને દરગુજર કરજે. હમો જરથોસ્તીઓ આજે અહિંયાં, આ જગાએ, કોલ આપીયેછ, કબુલાત કરીયેછ કે હવેથી દરેક જરથોસ્તીઓનાં ઘરમાં અશોઇ અને પવીત્રતાઇની નીશાની તરીકે ઓ નુરી આતશ તુંને હમેશનુ સ્થાન મળશે. દરેક જરથોસ્તી ઘરમાં ખુદાઇ મહોબ્બત અને નુરની યાદમાં, તુંને દીન રાત રોશન રાખવામાં આવશે. દરેક જરથોસ્તી ધર્મ પાળનારાઓ તારી પર ખુશબો બાળી તારી રાત દીન માવજત કરશે.

**સર્વે**—ઓ દસ્તુરાંન દસ્તુર, હમને આ સોગંદ મંજુર છે.

**નૌશીરવાન**—બીરાદરો, દુશમનો ઇરાનસરઝમીન જીતી ગયા છે, છતાં એકજ ચીજ તેઓ ઇરાન સરઝમીનના માલેક થવા છતાં મેળવી શકશે નહિ, અને તે સાચ્ચા ઇરાનીઓનું **જરથોસ્તી દીન ધર્મ તરફનું ઇમાન ને યકીન છે.**

**હાજર રહેલામાંનો એક**—ખરૂં છે. હમો બસ્તેકુસ્તીઆનોના દીલમાં બળતો માઝદયશ્ની ધર્મનો ચેરાગ દુશ્મનો કદી બુઝાવી શકશે નહિ.

**હાજર રહેલામાંનો ૨**—હમારાદીલની, જરથોસ્તી ધર્મ તરફની આસ્થા ને લાગણીને તેઓ કદી તારાજ કરી શકશે નહિ.

**હાજર રહેલામાંનો ૩**—ક્યાની જરથોસ્તીઓના દીલમાં વહેતો માઝદયશ્ની દીનનો ઝરો કોઇ પણ અટકાવી કે બંધ કરી શકશે નહિ.

**દસ્તુર**—શાબાશ મારા જરથોસ્તી બીરાદરો આફરીન તમારી ધર્મ તરફની જાનફેશાની પર ! ઓ વક્ષુરે વક્ષુરાન રજ્ઝઓ અષો સ્પીતમાન જરથુસ્ત્ર ! તારી આપેલી દીનને હમો સદા વળગી રહીશું. ગમે તેવી મુશ્કેલી વચ્ચે, ગમે તેવા સંજોગ વચ્ચે એ મોતેબર દીન પરનો હમારો એતેકાદ ડગમગશે નહિ; ગમે તેવો ઝુલ્મ ગુજરશે તે તામોશ કરી હમો હમારી દીનને વફાદાર રહીશું.

વફાદારીથી પાલશું, જરથોસ્તી દીનનાં ફરમાન,
દુશ્મનો ભલે કરે, હમને હયરાન પરેશાન;
ભલે જીતે રાજ ને તાજ, ભલે જીતે વતન ને શહેર,
જરથોસ્તી દીન પાલનારા પર, હમેશ રહેશે ખુદાની મહેર.

**નોશીરવાન**—બતલાવશું હમે દુન્યાને, શું માઝદયશ્ની દીન છે,
બતલાવશું હમે દુશ્મનને, શું જરથોસ્તી યકીન છે;
મકદુર શું કોઇ કોમની. મઝહબ હમારો લુટે,
ઘર લુટે, શહેર લુટે, મગર યકીન હમારૂં નહિ તુટે.

ચાલો બીરાદરો હવે વધુ વાર આ જગા પર થોભવુ જોખમ ભર્યું છે.

[સર્વે જાય છે.]

---

## સીન અગીયારમો.

---

[ આરબોની લશ્કરી છાવણીનો દેખાવ. આરબ લશ્કરનો વડો સરદાર બેઠો છે ને સાથે બીજા અમલદારો છે. લડાઇ જીત્યા તેની ખુશાલીમાં નાચ રંગ ચાલી રહયો છે ને શરબત પીરસાય છે. ]

**એક સરદાર**—નામવર સરદાર આપણે લડાઇ જીત્યા તેની ખુશાલીમાં આ શરબતની જામ નોશ કરશો.

(બધા પીએ છે.)

**સરદાર**—ઇરાનનો શાહ યઝદેગર્દ લડાઇના મયદાનમાંથી જીવતો નાસવા પામ્યો એ બહેતર નહિ થયું. તેને જીવતો યા મુવેલો પકડવાની કોશેશ થવી જોઇએ, તેમજ વળી તેનું બાદશાહી કુટુંબ મહેલમાંથી નાસવા પામ્યું છે તેનો પણ પત્તો મલવો જોઇએ.

**સીપાહી**—નામવર સરદાર ઇરાની કેદીઓને હાજર કરવાનો હુકમ હોય તો રજુ કરૂં.

**સરદાર**—હાજર કરો.

[ ઇરાની કેદીઓ લશ્કરી તેમજ રૈયતના પોશાકમાં હાજર થાય છે. ]

**આરબ સરદાર**—કેમ મગરૂર ઇરાનીઓ ઉંટનું દુધ પીનારા સુસમાર મછી ખાનારા આરબોની બહાદુરી ને જવાંમર્દી લડાઇમાં જોઇ? હવે તમારે શું કહેવું છે? હમારો પવિત્ર મઝહબ અખત્યાર કરવાનું ફરમાન આખા ઇરાન દેશમાં બહાર પડયું છે તે તમોને કબુલ છે યા નહિ? તમો તેને તાબે થવા તૈયાર છો કે નહિ?

**સર્વે ઇરાનીઓ**—જરૂરજ નહીં.

**સરદાર**—હં અં અં અં અં અં ત્યારે હજુ તમારી ગુમાની ગઇ નથી? હજુ તમને ડહાપણ સુજતું નથી? લડાઈ હાર્યા, રાજપાટ ખોયું, હઝારો જાનની ખુવારી છતાં તમારા જરથોસ્તી ધર્મ માટેની હુઝત જતી નથી કેમ? તો પછી તમો ઇરાનીઓને ઠેકાણે લાવવા વધુ સખત પગલાં લેવાં પડશે. હમારા બાદશાહી હુકમનો અનાદર કરવા માટે તમને ભારી સજા ખમવી પડશે.

**એક ઇરાની**— ઉડાવી દે ભલે ગરદન, ન દીનના રોહથી ફરશું,
હમારો યાર છે પરવર, નહિ દુશ્મન થકી ડરશું;
માઝદયસ્ની દીન ભલી, વહાલી હમોને મીસ્લે જાન,
તેનાજ મુરીદ થઇ રહીશું, આય તેમજ પેલી જહાન.

**સરદાર**—અગરજો એમજ છે તો હમારા ધર્મની આગ ઇરાની-ઓના દિલમાં સલગાવવાનો ઉપાય અજમાવવો પડશે. હમારો મઝહબ તમોને કબુલ કરાવવાનો ઇલમ હમારી પાસે તૈયાર છે. તે તમને ઠેકાણે લાવી હમારી દીન કબુલ કરાવશે. સીપાહીઓ શરૂ કરો.

[ બે ત્રણ આરબ સીપાહીઓ ઇરાનીઓને કોરડાથી ફટકા લગાવે છે. જરથોસ્તીઓ "યથા" "અષેમ" "સરોષ" વગેરે શબ્દો બોલી ફટકા ખુશીથી ખમે છે. ઇરાનીઓની આવી હાલત જોઇ અરબો અજબ થાય છે. અને તેમના તરફનું યકીન જોઇ આપસઆપસમાં વાહવાહ પુકારે છે.]

**એક અરબ**—નામવર સરદાર આ ઇરાનીઓને ધર્મને કારણે થતી આ સઝા મને વાજબી લાગતી નથી, માટે તું નામવર તેનો અટકાવ કરે તો બેહતર. (માર મારતા સર્વે અટકે છે.) માર મારી દીન પોકરાવવી એ આપણો ઇસ્લામી ધર્મ શીખવતો નથી. માટે આ સીતમે નારવા અહિયાંજ અટકાવવો જોઇએ.

**સરદાર**—આપણા ધર્મની ખુબી જોવા જેઓની આંખો બંધ છે, આપણા ધર્મની બુલંદી સાંભલવા જેઓના કાનો બહેરા છે, તેઓની આંખો ઉઘાડવા ને કાનો સાંભ-લતા કરવાની શું જરૂર નથી?

**આરબ**—જરૂર છે. પણ તે આવા ઘાતકી ઝુલ્મથી નહિ, પણ ધર્મનું શીક્ષણ આપી, ધર્મની બુલંદી સમજાવી, ઇસ્લામી ધર્મ તરફ તેઓને ખેંચવાથી, તેઓ ચુસ્ત ઇસ્લામીઓ બની શકશે. તેઓ એક હારેલી પ્રજા છે એટલે આપણું કામ ઝયાદા મુશ્કેલ નથી. તે સહેલથી આસાન થઈ શકશે.

**ઇરાની પહેલવાન**—ભુલો છો નામવરો, તમો બન્ને ભુલ કરો છો, ને ઉંઘમાં રોજા ખોલો છો. ઇરાનીઓ માદર વતન માટે લડી હાર્યા છે, વતન ગુમાવ્યું છે, રાજ ખોયું છે, પણ હવે ધર્મની લડાઈ જગાડવાનો વિચાર હોય તો ઇરાનીઓ તૈયાર ઉભા છે. તેઓ પોતાનાં માઝદયસ્ની ધર્મ માટે લડશે તેની હસ્તી કાયમ રાખવા જાન જીગર પટકી નાંખશે.

નહિ સ્વીકારશું હમે, બીજો કોઇબી પયગમ્બર,
અશો જરથુસ્ત્ર છે સાચો, હમારો દોસ્તને રહેબર;
અમુલ્ય શીક્ષણો દીનનાં, મીનોઈ દુન્યાથી લાવીને,
હમોને આપીયાં તેણે, ચમત્કારો બતાવીને;
તેજ હમારો છે રહેબર, તેનેજ નમશું હમો સદા,
જાન ઝીંદગી આપીને પણ, ફરજ ધર્મની કરશું અદા.

**સરદાર**—(ઉશ્કેરાઇને) અગર જો એમજ છે તો હવે તમે હમારૂં બી જોર જોઇ લેજો. તમારા ધર્મની યાદ આપનાર સર્વે ચીજોનો હમે નાશ કરશું. તમારા આતશકદેહને તારાજ કરશું. તમારા દીન ધર્મના મકાનો નાબુદ કરશું. તમારાં ધમપુસ્તકો બાળીને ખાક રાખ કરશુ. તમારા મઝહબની હસ્તી ઇરાનમાંથી, દુન્યામાંથી મિટાડવા ઝમીન ને આસમાન એક કરશું, પછી જોઇશું કે કોણની ફતેહ ને કોણની હાર થાય છે.

**ઇરાની**—બસ એટલુંજ અરબ સરદાર ?



આતશની બુલંદી બતાવતારો દેખાવ.

હમારી દીન રહેશે અમર, રહેશે આ ખલકમાં જારી,
વિના તે પાક દિન કોઇના, હમે બનશું ન પુજારી;
હમારા દિલમાંનો આતશ, રાખશે પાક આ દીનને,
હઝારો સાલ એ આતશ, દીપાવશે ધર્મ યકીનને.

**સરદાર**—ઓ આતશની સેતાયશ કરનારા ગબ્રો તમોને તમારા ધર્મ માટે એટલું અભિમાન છે તો જોઇશું કે તે કેટલો વખત ટકી શકે છે-તમો આતશને પુજનારા છો-તમો આતશને માનનારા છો-તમો આતશને પવિત્ર માની આરાધનારા છો-તો એ આતશમાંજ તમોને, તમારા ધર્મને બાળી ખાક બનાવશું-પછી જોઇએ એ આતશ તમારી શું પાસબાની કરે છે-એ આતશ તમોને, તમારા ધર્મને કેમ સહાય થાય છે-સીપાહીઓ-આ ઇરાનીઓને એક પછી એક આ અંગારમાં ફેંકી આજે લાકડાંને બદલે આ ઇરાનીઓની હોળી સલગાવી આપણે વાસ્તે તાપણું થવા દો.

**ઇરાની**—અય પરવરદેગાર ! હમારા યકીનનો તું ગવાહ થા, અને અમો પવિત્ર આતશને તારી પરસ્તેશ માટે એક નુરી કેબલોજ સમજયે છીયે તેની ગવાહી હમારા દુશ્મનોને આપ !

[ એક બે ઇરાનીઓને આતશની હોળીમાં ધકેલવામાં આવે છે. તેઓ બળતા નથી પણ "યથા, અષેમ"ના કલામો અંદર ઉભા રહી ભણે છે-આસમાન તરફ હાથ કરી પયગમ્બરને યાદ કરે છે-તે જોઇ સર્વે આરબો ઉભા થાય છે-તાજુબ થાય છે. ]

**સરદાર**—હેં આવા આતશમાં એઓ જલતા કેમ નથી ?

( સીન ટ્રાન્સફર થાય છે. )

---

(ડ્રોપ.)

---

## અંક બીજો—સીન પહેલો.

[ યઝદેગર્દ લડાઇના મેદાનમાં પડેલો જણાય છે, ને હળવે રહીને ઉઠે છે. ખીદમતગાર ગાયન ગાય છે. ]

**ગાયન.**

બલવાન ભાવી હોય છે, ટાલે કોઇથી ટલનાર નહિ.
મન છે કેવું ઉતાવલું ધીરજ રાખે લગાર નહિ;
કીસ્મતને આધીન થઇ આધાર રાખો કર્મ પર.
રાત પછી પ્રકાશ છે રેહશે સદા અંધકાર નહિ;
નસીબના સાગર મહી છોડી આશાની નાવને,
સુકાની પરવર તુજ છે તુજ વિના થાશું પાર નહિ.

**શએર.**

શું ભરોસો ભાગ્યનો શું રાજ કે તાજનો
કાલનો રાજા ભીખારી છે શાહ ફકીર આજનો;
ડંકા જેના નામના દુન્યામાં હતા વાગતા,
કોઇ ન પુછે ભાવ બુરો વખત આવી લાગતાં.

( મુન્નીબાઇ. )

**ખીદમતગાર**—નામદાર તમો શા માટે એટલી હિંમત હારી જાઓ છો. આપણી રૈયત ફરી એકવાર લડાઇ કરશે ને દુશ્મનોને ઇરાનમાંથી હાંકી કાઢી તમો નામવરને તમારી રાજગાદી સપુરદ કરશે.

**યઝદેગર્દ**—નથી જોઇતી હવે પાદશાહી. ગરીબી છે મને વ્હાલી,
નથી મહોબ્બત કશામાંથી, જગત છે ઝહેરની પ્યાલી;
હતે નહી ખુદકુશી જો પાપ, થતે હું મોતને આધીન,
લઇ મુજ સાથ હું મરતે, કદીમ જરથોસ્તી બસદીન.

**ખીદમતગાર**—અરે નામવર ઉઠો ઉઠો જુઓ સામેથી દુશ્મનોનું ટોળું તમારી શોધ કરતું આવતું જણાય છે. ઉઠો નાસો.

( એ ખીદમતગારો યઝદેગર્દને ઉઠાડી નસાડી લઇ જાય છે. )

## સીન—બીજો.

---

[યઝદેગર્દની શાહબાનુ ને બે છોકરીઓ હયાતબાનુ ને શહેરબાનુ યઝદ શહેર આગળના એક પહાડ પાસે નજર પડે છે.]

**માદર**—મારાં બચ્ચાંઓ ધીરજ ધરો, ખુદા સૌ સારૂં કરશે.

**હયાત બાનુ**—પણ માદર હવે સુખ આપણે માટે ફાલતુ પડે એમ લાગતું નથી, મહીનાઓ થયા જંગલમાં ભટકતાં પણ આશાનું એકબી કીરણ આપણા દીલમાં પ્રકાશ્યું નથી. દુઃખના આંસુ સીવાય ખુશાલીનો એક કતરો પણ આ આંખોમાંથી ટપકયો નથી. કુદરત આપણી સામે રૂઠી છે. તે દયાલુ થવી મુશ્કેલ છે.

**શહેરબાનુ**—પાણી ! પાણી ! કલાકો થયા મારૂં ગળું સુકાય છે. પાણીનું એક ટીપું પણ ગળું ભીજવવા માટે મૌજુદ નથી, આ તે ખુદાનો કેવો ઇન્સાફ !

**માદર**—મારાં ફરઝંદો સબર કરો. ખુદાપર અએતેકાદ રાખો.

[સામેથી એક ઇસ્લામી ભરવાડ ગાય સાથે આવતો જણાયછ. સાથે એક કુજો તેના હાથમા છે.]

જુઓ મારાં બચ્ચાંઓ, પાક પરવરદેગારે આપણી અરજ સાંભળી. સામેથી કોઇ ભરવાડ ગાય સાથે આવતો જણાય છે. (ભરવાડને) બીરાદર થોડું પાણી મારાં આ બચ્ચાંઓ માટે તારા આ કુજામાંથી નહિ આપે ?

**ભરવાડ**—પાણી ! પાણી ! આ પહાડી જંગલમાં પાણી ક્યાંથી મળે ! અહીયાંથી દસ કોશ દુર નાળું છે, ત્યાં પાણી મળી શકે, અહીયાં નહિ.

પાણીની હોય જ્યાં રેલછેલ, કોઇ કદર કરતું નથી,
પાણીની કદર ત્યાંજ થાય, જ્યાં પાણી મળતું નથી;
કુદરતની હોય જ્યાં બક્ષેશ, ખુદાને કોઇ પુછતું નથી,
યાદ ખુદાની ત્યારેજ થાય, માંગેલું મળતું નથી.

પણ સબર, તારાં બચ્ચાંઓની તરસ મારી ગાયના દુધથી હું છીપાવી શકીશ.

**માદર**—શુક્ર પરવરદીગારના ! મારાં ફરઝંદો જોયો કુદરતનો ખેલ ! પાણીને બદલે દુધ પાઇ તે તમારી તરસ છીપાવશે.

[ભરવાડ દુધ દોહી ઉઠવા જાય છે તેટલામાં ગાય દુધનો તામડો લાત મારીને ધોળી નાંખે છે.]

**ભરવાડ**—અફસોસ ! ખરેજ તમો બહુ કમનસીબ ઇન્સાનો માલમ પડો છો. આ મારી ગાયે આટલા વરસોમાં કદીબી લાત મારી દુધ ધોળી નાખ્યું નથી. હું તમારી હાલત માટે ઘણોજ દીલગીર છું. તમો કોણ છો તે કહેશો ?

**હયાતબાનુ**—હમો તકદીરથી તજાયેલા, સંજોગમાં સપડાયલા, આતશને માન આપનારા, વતનથી નાસતા ભાગતા ઇરાનીઓ છઇએ.

**ભરવાડ**--તમો ગબ્ર છો, એટલે તમારી કમનસીબીનું કારણ તમારો ખુદ મઝહબ છે. તમારો ધર્મ છોડી ઇસલામી મહઝબ અખત્યાર કરો. તમારા નસીબનું ચક્કર ફરી જશે. તમારૂં સંકટ નાબુદ થશે.

**શાહેરબાનુ**—ધર્મ જુદા તો શું થયું, સૌનો ખુદા તો એક છે,
શીખવે ધર્મ નેકીનો રાહ, તો સૌના ધર્મ એક છે;
નામે ઇસ્લામ થયા તો શું, જીન્નતમાં મુકામ થશે ?
નામે જરથોસ્તી રહયા તો શું, દોઝખમાં ઠાર થશે?
માઝદયસ્ની, કે, મહમદી નામ નહિ સહાય થશે,
જરથોસ્તી હો કે ઇસ્લામી, નેકી કરવે ખુદા મળશે.




"પીરે સબ્ઝ" નો પહાડ જ્યાં યઝદેગર્દની બેટીને કુદરતે પહાડ ફાડી આરબો સામે આશરો આપ્યો.

**માદર**—બીરાદર, અગરજો ધર્મ બદલવાથી નસીબનું ચક્કર ફેરવાતું હોય, ધર્મ ફેરવ્યાથી દુખનો ડુંગર સુખના દરીયામાં બદલાઇ શકાતો હોય તો દુન્યાનાં લોકને કોઇ પણ ધર્મપર યકીન કે આસ્થા હંમેશ માટે રહેજ નહિ.

**શાહેરબાનુ**—મારી માદર કહેછે તે ખરૂં કહેછે.

કોઇબી મઝહબી ઇનસાન, નેકી નીતીની રાહ ધરે,
મળે ખુદા સૌ કોઇને, જે દીલમાં ખુદાની યાદ કરે.

**હયાતબાનુ**—માટે જે ધર્મમાં જનમ્યા તેજ ધર્મપર યકીન રાખવાની દરેક ઇન્સાનની ફરજ છે.

**શાહેરબાનુ**—અરે! દુશ્મનો નઝદીક આવતા જણાય છે. બીરાદર હમોને કેથે છુપાવ, હમારો ધર્મ, હમારી એસમત બચાવ.

**ભરવાડ**—છુપાવાની ફક્ત એકજ જગ્યા છે.

**સર્વે**—ને તે કયાં છે?

**ભરવાડ**—હમારા મોહમ્મદી મઝહબના સાહયામાં.

**સર્વે**—તે સહાયો લેવા હમોને ઇન્કાર છે, બીજા ધર્મના સાહયામાં જીવવા કરતાં હમારા જરથોસ્તી ધર્મના સાહયામાં મરવા હમો તૈયાર છીયે.

**માદર**—(ગુઠણપર પડી)—ઓ ખુદા! હમોને મદદ કર!

**હયાતબાનુ**—ઓ સ્પેન્તમાન જરથુસ્ત્ર! તારાં સર્વ બળ સાથે આ તારી માઝદયસ્ની દીનના પાળનારાંઓની મદદે આવ.

**શાહેરબાનુ**—ઓ શરોષ યઝદ! તમો હમોને દુશ્મનોથી છુપાવો. તેઓ સામે રક્ષણ આપો.

**માદર**—ઓ ફરેસ્તાઓ! યઝદો! અમેશાસ્પંદો! તમારી અદભુત શક્તિનો ખ્યાલ પરકોમોને આપો. જરથોસ્તી દીનના મઝહબી મોજેજાઓથી દુન્યા અંજાણ નથી. તો આ પ્રસંગે તેવા કોઇ મોજેજાજ હમને બચાવી શકશે, જરથોસ્તી ધર્મની કીર્તી જાળવી શકશે.

[સર્વે કોટી કરે છે, અને ગુઠણપર પડે છે.]

**શાહેરબાનુ**--માદર દુશ્મનો આવી પુગ્યા.

**માદર**--મારાં ફરઝંદો હીમ્મત રાખો.

[પહાડ ફાટે છે, તેમાં સર્વે ભરાઇ જાય છે. પહાડ પાછો સંધાઇ જાય છે. આરબ લશ્કર થોડાક ઇરાની કેદીઓ સાથે હાજર થાય છે ને ભરવાડને પુછે છે.]

**આરબ**—અહિંયાં ત્રણ બાનુઓ હતાં તે ક્યાં ગાયબ થઇ ગયાં?

**ભરવાડ**—પાતાલમાં. ઓ આરબ સરદાર એક પળ અગાઉ ઇરાની રાજવંશી કુટુંબની કોઇ ત્રણ આફતની મારેલી ઔરતોએ અહીંયાં મુકામ કીધો હતો ને પાણી માટે પોકાર કરતાં હતાં. મેં તેઓને મોહમ્મદી મઝહબ અખત્યાર કરવા મજબુત આગ્રહ કર્યો, પણ ઇરાની ધર્મને વફાદારીથી વળગી રહી તમોને અહીંયાં આવતા જોઇ, પોતાના ખુદાને, પોતાના પયેગમ્બરને અરજ કીધી કે અહીંયાં કોઇ જગાએ તે તેમને છુપાવે.

**આરબ**—હા પછી?

**ભરવાડ**—આ અરજ તેમના પયગમ્બરે, તેમના ખુદાએ સાંભળીને આ પહાડ ફાડી તેઓને તેની અંદર છુપાવ્યાં છે.

[સર્વે ઇરાનીઓ હાથ જોડી નમે છે. ધર્મના કલામો ભણે છે.]

**આરબ**—તેઓ પહાડમાં છુપાયા છે તો તેમને હું હમણાં બહાર કાઢી આપશ.

**ઇરાની**--તારી મહેનત ફોકટ જશે. આ જ્યારતગાહમાં તેઓ હંમેશ માટે જઇ વસ્યા છે, ને આ જગા ઉપર તેમની યાદ સદા માટે કાયમ રહેશે. જરથોસ્તીઓની, માઝદયશ્ની દીનની સચ્ચાઇ, તેના પયેગમ્બરની અદભુત શકિત બતાવનારી આ યાદ દુન્યાના લોકોને એ ધર્મની બુલંદીની જમાના સુધી ખાતરી આપશે.

**આરબ**—બસ. ચુપ. આ ધર્મની બુલંદી નહી પણ એક નજરબંદી છે. સીપાહીઓ આ પહાડને તોડો.

[સીપાહીઓ મોટી હથોડી, ભાલા વીગેરે પહાડ પર મારે છે. માદર, હયાતબાનુ, શહેરબાનુ તે પહાડમાંથી કોઇ કોઇ વાર નજરે પડે છે. પણ જેવા હથોડા કે ભાલા પડે છે કે ગેબ થઇ જાય છે. હળવે હળવે આખો સુકો પહાડ લીલોતરીથી ભરપુર થઇ જાય છે, અને તે ઉપર "પીર-એ-સબ્ઝ" નામ જણાય છે કે જયાં યઝદેગર્દની બેટી હયાતબાનુ હૈયાત હોવાનું લોકો હજુ ધારે છે.]

**ભરવાડ**—નામદાર આરબ સરદાર, આ ખરેજ મોજેજો બની ગયો છે. ઇરાનીઓના માઝદયસ્ની ધર્મની છુપી શક્તિ કામ કરી રહી છે તે સામે લડવું નામુનાસેબ છે, ફુઝુલ છે. હું ધારૂં છું કે માઝદયસ્ની ઇરાનીઓને પોતાનો ધર્મ પાળવાની છુટ મળવી જોઇએ કારણ તેઓનો ધર્મ પણ આપણા ધર્મ જેવો સાચ્ચો બુલંદ ને એક ખુદાને માનનારો છે.

ભલેને ધર્મ હોય જુદા, જુદો પણ કયાં ખુદાવંદ છે,
ખુદી ઇન્સાન તજી દે તો, જીગરમાં ખુદ ખુદાવંદ છે.

**આરબ**—ચુપ. ફરી એ લફ્ઝો ઝબાનપર લેશે તો કયદમાં જશે.

---

# સીન ત્રીજો.

## [જંગલનો દેખાવ.]

---

[ યઝદેગર્દ લડાઇના મેદાનમાંથી દેશે દેશ વરસો સુધી ભટકવા લાગ્યો. નીહાવંદથી હમદાન-હમદાનથી રએ-રએથી ઇસફહાન રેજીસ્તાન અને મરવમાં જઇ પુગ્યો. પહાડો અને ઝાડોમાં છુપાતો તે એક બે સીપાહીઓ સાથ ભટકતો હતો. ]

### ગાયન.

જુવોતમ, જગતમાં આ, સદા કોઈ રહયું નથી
જાહોજલાલી, આબાદી, સદા, કોઈની રહી નથી.
દારાસિકંદર જમશેદનું જુવો આ શું રહયું;
બાગો બહારી તારાજ થઈ, આ નિશાન સિવા કાંઇબી નથી.
પાદશાહી ઇરાનની, દુશમનોને હાથ ગઈ
રડી રડી, યાદ કીધા સિવા, ઉપાય બીજો કાંઇબી નથી.
ચઢતી પડતીના પાઠ શીખવે, ઉભા રહેલા આસ્થંભો.
પારસી કીર્તીની યાદ સિવા, બીજુ હયાં કાંઈબી નથી.

યઝદેગર્દ—ઓ ખુદા મેં એટલાં તે શું પાપ કીધાં કે મારી આ હાલત તેં કીધી! મને રાજવંશી ખાનદાનમાં જન્મ આપી, પળની પાદશાહી બક્ષી છેવટે આ હાલત બનાવી, તેનાં કરતાં ફકીરીમાં પેદા કરી મારીપર ગમે તેવો સીતમ ગુજારતે તો શું બરહક નહિ ગણાતે? (રડે છે) મારી આખી ઝીંદગી આ હાલતમાં હું કેમ ગુજારશ તે ખયાલ મને દિવાનો બનાવેછ. શું કરૂં? ખુદકુશી કરૂં! હા તે વગર છુટકો નથી. આ પાપી દુન્યામાં વધુ જીવવામાં કાંઇ સાર નથી.

નથી દુન્યા મુજ ખપની, નથી હું તેને કામનો,
શા સારૂં જીવતો ફરૂં, ઇન્સાન છું ફકત નામનો.

**સીપાહી**—અરે નામવર એ કેવો કઢંગો વિચાર! ખુદકુશી એક ગુનાહ છે.

**યઝદેગર્દ**—શું ખુદકુશી એક ગુનાહ છે? ભલે ને હોય. ખુદાએ બક્ષેલા જીવનો તેની મરજી પહેલાં, તેના નિરમાયલા વખત અગાઉ, નાશ થશે એજ કે કંઇ બીજું? પણ જે દુર્દશા મારી થઇ રહીછે તેમાંથી તો રાહત મળશે! છુટકો થશે!

**સીપાહી**—નહિ થાય, નામવર, ખુદકુશીથી રૂહને શાંતિ નહિ આપી શકાય.

ગાયન.

અય શાહ, ધીર ધરો ના રડો રાખો ભરૂસો
સુખ દુઃખ એક મોજો
ભરતી પાછળ ઓટ છે તેમ સુખ પાછળ દુઃખ છે
ઝીંદગી પાણીનો પરપોટો—
ચઢતી પછી આવે પડતી, એ છે સૌ કુદરતને હાથ
માનવી શું કરે, નસીબને જ્યાં હાથ વાત.
ખુદકુશી વીચાર ખોટો—
મુસીબત છે એક કસોટી, ધીરજથી જે સહન કરે
કુદરત જો સહાય કરે નસીબનું ચક્કર ફરે
સુખ દુઃખનો ખ્યાલ ખોટો.—

**યઝદેગર્દ**—ઓ પરવરદેગાર! મને આ દુન્યામાં જન્મ તેં કાંય આપ્યો? મારો જન્મ થતાંજ મારી માદરે મારૂં ગળું કાંય નહિ ભચડી નાખ્યું? મોટો થતાં મને કતલ કાંય નહિ કરવામાં આવ્યો કે આ દિવસ જોવા હું જીવતે નહિ? આ આફત મારીપર પડતે નહિ! (રડીને) મારાં

વતનની આ હાલત થતે નહિ! મારા દીન ધર્મનો નાશ દુશ્મનો કરતે નહિ! મારા બેટા બેટી ક્યાં હશે? મારી નેક કેરદાર મહોરદાર ક્યાં હશે? તેમની ઉપર શું ઝુલ્મ ગુજરતો હશે? તેઓ ક્યાં રખડતાં હશે? એ હું યાદ કરૂંછ કે મને ચક્કર આવેછ, દુન્યાપર કહેર છુટેછ, ખુદાની હસ્તી પર શક આવેછ, તેના આવા ઇન્સાફ પર કમકમાટ છુટેછ.

**સીપાહી**—નામવર, ખુદાપર તવક્કોલ વધુ રાખો.
નામવર મરવનો હાકેમ માહુઇસુરી તમારો દોસ્ત છે તેને ત્યાં જઇ આસરો માંગીએ.

**યઝદેગર્દ**—ચાલો ત્યાં જઇ નસીબ અજમાવીએ. પણ મુસીબતમાં દોસ્તીનો હાથ લંબાવનારને માટે મહેમાનદારી કરનાર ઘણા થોડા હોય છે. જોઇયે એ મારો દોસ્ત, મેં એનીપર કીધેલા અનેક અહેશાનોનો બદલો મારા હાલનાં બુરા વખતમાં કેમ વાળી આપેછ?

---

## સીન ચોથો.

[ કએખુશરોના ઓરડાનો દેખાવ. અયવાનમાં પીરોજા તથા તેના કાકાજી દાખલ થવા જાયછ. સલામત તેમને અંદર દાખલ થતાં અટકાવે છે.]

**સલામત**—સલામ શેઠ, કોણને પુછોછ બાઇ સાહેબ?

**પીરોજા**—કએખુશરો ને હમે મળવા આવ્યાછ, તારા શેઠને બોલાવ.

**સલામત**—(ગભરાયલો) શેઠ! શેઠ નથી, છે, નહિ નથી, થોડો વખત પછી મળશે. સલામ, શેઠજી થોડો વખત પછી આવજો, મલશે.

**પીરોજા**—એટલે? તું મને ઓળખેછ કે? હું પીરોજાબાનુ તારા શેઠની અદરાયલી મહોરદાર ને આય મારા કાકાજી અરબાબ અસફંદીયાર.

**કએખુશરો**—(અંદરથી નીકલી આવીને) હો! હો! જાને મન તું આવી કે? સાહેબજી, સાહેબજી કાકાજી, ખુશઆમદી.

**સલામત**—(બાજુમાં) અરરર! આજે બધી કચુબર થઇ જવાની! આ પોર્યાએ બહાર આવી બધો ઘાણ બગાડી નાખ્યો! ખુદા લાજ રાખે! (પીરોજાના કાકાજી બધે ફરીને જોયછ. અંદરના ઓરડામાં નજર નાંખવા જાયછ. સલામત તેમને રોકે છે, એટલે જરા જરા શકમંદ થાય છે.)

**પીરોજા**—વહાલા કએખુશરો મેં તો ધારેલુંજ કે તું ઘેરમાં હોશે, પણ આય તારો નોકર એહમક જેવો તતપપ થઇ ગયો એટલે કાકાજી જરા વિચારમાં પડ્યા કે શું હશે? એવા માણસને નોકરી રાખવામાં શોભા નહિ.

**કએખુશરો**—જાને મન આપણે શેહાદી કીધા પછી એને નોકરીપરથી રૂખસત આપશું. સલામત જા ચાહ તૈયાર કર ને સુવાના ઓરડાના બારણા બંધ કર નહીં તો મચ્છર ભરાઇ જશે.

**સલામત**--વારૂં સાહેબ જેવો હુકમ.

**પીરોજા**—વહાલા કએખુશરો અહીં તો બહુ ગરમી લાગેછ, આપણે બાજુના ઓરડામાં જઇએ, ત્યાં ઠંડક હશે.

**અસફંદીયાર**—હા હુંબી ત્યારનો કહેવા જતો હતો કે તારા શોકરેબી શું ઘેર પસંદ કીધુંછ! ગરમી તો એવી પડેછ કે કાચું ઇંડુબી વગર પાણીએ બફઇ જાય. ચાલ પીરોજા આવ અંદર જઇએ (ઉઠે છે) (કએખુશરો ને સલામત ગભરાયલા ફગલાયલા દીસે છે. પારોજા ને કાકાજી અજબ થાય છે.)

**સલામત**—જોવની શેઠજી, બાઇજી, આજે શેઠનાં કાકી ગામથી આવેલાં છે, ને તેઓ મુસાફરીથી બહુ થાકી જવાથી હાલમાં જરા આરામ કરેછ ને કોઇને અંદર આવવા ના પાડીછ, તેથી તમો અહીંયાંજ બેસો, હું પંખો નાખુંછ એટલે ગરમી નહિ પડશે.

**પીરોજા**—કએખુશરો, તારાં કાકી આવી પુગ્યાં? કેમ કેવા મીજાજમાં છે?

**કએખુશરો**—છે ઠીક છે. થાકેલાં છે. આસાએશની જરૂર છે.

**અસફંદીયાર**—તે કાકી ઘરમાં છે તેમાં એટલો ગભરાયલો ફગલાયલો કેમ દીસેછ? (બાજુમાં) કાકાને બદલે કોઇ રમકડું તો નથી ભરાયું!

[ ગુલેસ્તાન ઓરડામાંથી બહાર આવેછ બધાં ઉભાં થાયછ એકમેકને જોઇ ફગલઇ જાયછ. ]

**કએખુશરો**—(બાજુમાં) અરે સલામત માર્યાં ઠાર! એ અહિયાં કાંય આવી?

**સલામત**—ગભરાવનાં, શેઠજી તમારી અકકલના તાલાંની ગુમાઇ ગઇછ ચાવી, તે એ અહિયાં લેવા આવીછ. હવે બનાવો એને તમારી કાકી, કે પીરોજાને તેનો કાકો મારે ઝહેરની ફાકી.

**કએખુશરો**—પીરોજા, કાકાજી, આય મારાં કાકી.

**અસફંદીયાર**— (બાજુમાં) હું આ શું જોઉંછ! નથી રૂપમાં કંઇ બાકી, શું ચાલીસ વરસનાં આ કએખુશરોનાં કાકી!

**કએખુશરો**—કાકીજી આય મારી ભવિષ્યની મહેરદાર પીરોજા.

[ગુલેસ્તાન ગભરાય છે ને શું કહેવું તે જાણતી નથી. કએખુશરો હાથ દાબી બધુ હાજી હા કરવા કહે છે, જેમ તેમ પીરોજાને ડોકું કરેછ. ]

**કએખુશરો**—કાકીજી ગભરાવનાં. આ પીરોજાનાં કાકાજી અસફંદીયાર એવન મારી શેહાદીની વાત કરવા આવ્યા છે.

**પીરોજા**—(બાજુમાં) કએખુશરો તું તો મને કહેતો હતો કે કાકી તો રંડાયલાં છે તે આયે બધો ભપકો સપકો આજે કાંય કીધો?

**કએખુશરો**—જોની જાને મન, મેં એવનને ઘણી બહોંસ કીધી ત્યારે મને રાજી કરવા એવને આજે સોહવાસનનાં કપડાં પહેરયાં ને તેથી એવન ઘણા જુવાન લાગેછ.

**પીરોજા**—કાકીજી હું તમુને જોઇને ઘણીજ ખુશી છું. પણ કએખુશરો તું તો કહેતો હતો કે કાકીજી તદન દાધાબળ્યા સ્વભાવનાં છે ને એવણ તો ઘણાંજ દીલચશ્પ લાગેછ?

**કએખુશરો**—અરે એ તો લોકો કહેતાં હતાં, મારાં કાકીજી જેવાં કાકીજી તો લાવ! (ટોટી કરે છે. ગુલેસ્તાન શરમાય છે. તેને ભારી પડે છે.)

**સલામત**—(બાજુમાં) જબરો હિમ્મતવાલો મારો શેઠ, બૈરીના દેખતા બીજી છોકરી સાથે ટોટી કરેછ! છે એની કોઇ જોડી?

**અસફંદીયાર**—(બાજુમાં) ચાલીસ વરસનાં કએખુશરોનાં આય કાકી, ને તેબી વળી રંડાયલાં! કાંય બીચારાં રંડાપામાં ઝુરતાં હશે! હું બી વીસ વરસ થયાં રંડાયેલો છું, આય તો સુન્નાં મોહોર જેવી તક છે; પણ દાનાવો કહી ગયા છે કે "રાહેરાસ્ત બેરવ ગરચે દુર અસ્ત, ઝને બીવેહ મકુન ગરચે હૂર અસ્ત."

[યાને એક સીધો રસ્તો ગમે તેટલો દુર હોય પણ તેજ રસ્તે જજે, એક પરી જેવી ખુબસુરત બૈરી હોય પણ જો તે રંડાયલી હોય તો તેની સાથે પરણુતો ના] પણ તે તો મોડે વહેલે જોઇ લઇશું. કએખુશરો દીકરા, તારાં કાકીજીનું નામ શું?

**સલામત**—(બાજુમાં) હવે જરૂર કંઇ ભડકો ફુટશે (મોટેથી) કએખુશરો શેઠ હવે કાકીને આસાયશ લેવા દેવો.

**અસફંદીયાર**—અરે હવે આસાયશ હમો ગયા પછી લેશે. જરા એવણની સોબતનો લાભ હમોને તો લેવા દો. પણ એવણ ગભરાયલાં કેમ દીસેછ?

**કએખુશરો**—( પાછી કોટી કરેછ ) કાકાજી તબીયત તો ઠીક છેની?

[સલામત જોયછ. કએખુશરો, પીરોજા ને ગુલેસ્તાન વાતમાં ગુંઠાયલાં છે.]

**પીરોજા**—( બાજુમાં ) કાકાજી એ કએખુશરો ઘડી ઘડી કાકીને કોટી કર્યા કરેછ, તે મને તો બા નહિ ગમતું.

**અસફંદીયાર**—( બાજુમાં ) આવાં જુવાન કાકીને કોટી કરવા કોણને નહિ ગમે? તું અદેખાં કાંય પડેછ! એ થોડો કંઇ કાકી સાથ પરણવાનો છે! આપણામાં કાકી ભત્રીજાની શેહાદી નારવા ગણાય.

**પીરોજા**—તમે મશ્કેરી છોડી દેઓ. બા મને તો દીલમાં એવું થાયછ કે કએખુશરોને કહીને એ કાકીને હમણાંને હમણાજ ગામ ચઢાવી દેઉં. કએખુશરો મારી આગલ આવતો નહિ, ને મને દિલ્લગી કરતો નહિ ને કાકી સાથેજ હેત કર્યા કરેછ.

**સલામત**—( બાજુમાં ) સલગી ! અદેખાઇની આગ સલગી ! હવે કંઇ રંગ જામશે ખરો ! જુવાન કાકીની દયા ખાઉં કે અદરાયલી પીરોજાની દયા ખાઉં ? કંઇ સમજ પડતું નથી. ( કએખુશરો ને ગુલેસ્તાન સાથે ઉભાં છે ).

**કએખુશરો**—પીરોજા, મારાં કાકીજીનો હું લાડકો ભત્રીજો ( કોટી કરે છે) ( ગુલેસ્તાનનો શોહર ખુશરો આવી લાગેછ, ઉશ્કેરાયછ બાજુમાં ઉભા રહી સમજેછ, સલામત જોઇને કએખુશરોને નીશાની કરેછ. કએખુશરો સમજતો નથી.) આજે વરસ થયાં હમારો ચાહ એકમેકપર છે.

**ખુશરો**—ઓ ખુદા આય હું શું સમજુંછ!

**કએખુશરો**—એક અઠવાડીઉં એવું નહિ જાય કે હમો એકમેક પર કાગળ નહિ લખાયે.

**ખુશરો**—ઓ બેવફા છોકરી તેં મને ફસાવ્યો! ઠગ્યો! બસ આગ લાગે હવે આય ઘરપર! હું તારૂં મોહડું નહીં જોઉં. ખંજર લાવીને મારૂં વેર લેઉં. (જાય છે.)

**સલામત**—હવે શેહજી તમારાં કાકીની વાખવાખી કોઇ બીજી વખતે કરજો. તમારાં પીરોજા ને કાકીજીબી થાકી ગયાં હશે ને કાકાજીનેબી આસાયશની જરૂર છે. કાલે શેહાદીની વાત કરવા કાકાજીને બોલાવો.

**અસફંદીયાર**—તેમ નહીં થાય. આજની વાત કાલ પર મુલતવી નહિ રખાય, એમ દાનેશમંદો કહી ગયા છે. ચાલો કાકીજી એ છોકરાંઓને અહિયાં બેસવા દેઓ, એ લોક સુખી ખાબ જોયા કરશે ને આપણે એ લોકની શેહાદીના સગનની વાતો એકલાં બેસી નચીંતે કર્યે.

[અંદર જાય છે. સલામત ને કએખુશરો ડઘાઇને જોયા કરેછ.]

**પીરોજા**—પીડા પની.

(ગુસ્સામાં જાય છે.)

---

## સીન પાંચમો.

---

(કોહીસ્તાન)

[પહાડપર આતશ બળે છે. તે પર દસ્તુર બોય દે છે. બીજા સરદારો આતશની સેતાએશ ઉભા રહી કરે છે.]

ગાયન.

નામ યઝદાનનું લઇ નીતી હૈડે ધરીયે
પાક આતશને આરાધીયે નીત બંદગીમાં ચીત ધરીયે
મહાન દુઃખમાં શાન્તી મલે છે પાક—
હોરમઝદ નામથી સંકટ ટલે છે.
જરથોસ્તી ધરમની બુલન્દી પર મરીયેરે.
યાદ ખુદાની એક વખત કરશો દિવસ કે રાતમાં,
બંદગીનું બળ છે એવું સદા, તે રહેશે સાથમાં.

મનશાની ગવશની કુનશનીથી પાર ઉતરીયે.
ધર્મ જુદા છે ખુદા એક, તેમ રસ્તો સઉનો એક છે,
પોતાનાજ ધર્મને વળગી રહે જે તેજ માનવી નેક છે.
ભલાઈ બુરાઇનો વિચાર કરીને ડગલું ભરીયે.

(મુન્નીબાઇ.)

**નૌશીરવાન**—બીરાદરો, પાક કેબલાનો બચાવ કરવાનું, તેને વાસ્તે સ્થાન શોધવાનું, તેને તખ્તનશીન કરવાનું આપેલું વચન આપણે પુરેપુરૂં પાલ્યું છે. હવે વધુ કોશેશ ઇરાન સરઝમીન જીતવા આપણે કમ્મર કસવી જોઇયે, માટે તૈયાર થાઓ.

**બરઝોર**—નામવર નૌશીરવાન હમો સર્વે ઇરાન વતન માટે હમારાં સર આપવા તૈયાર છૈયે.

**નૌશીરવાન**—શાબાશ! મારા બીરાદરો હવે આ કામ સરંજામ ઉતારવા આપણે એકદમ તૈયારી કરવી જોઇયે. પહેલું તો એ કે દુશ્મનોની જાવણીમાં જઇ તેની હાલત તપાસવી જોઇયે, તેઓનાં બચાવના સાધનોનો, તેમનાં જોરને લશ્કરનો અભ્યાસ જીવને જોખમે કરવો જોઇયે. અને તે કામ હું પોતે ઉઠાવવા તૈયાર છું. મારી ગેરહાજરી દરમ્યાન તમોએ તમારો નવો સરદાર નેમવો કે જેથી તમો સર્વે તેના હુકમને એક દીલથી માન આપતા રહો.

**એક સીપાહી**—હું સરદાર કાઉસની ભલામણ કરૂં છું.

**બીજો સીપાહી**—હુ સરદાર બરઝોરની નેમણુક સુચવું છું.

**નૌશીરવાન**—બીરાદરો બન્ને સરદારો હિમ્મતમાં શુરા છે. આ કામ માટે પુરા છે. પણ હકુમત ને સત્તા એકનાજ હાથમાં રહેવી જોઇયે કે મતફેરીના સંભવો ઉભા થાય નહિ માટે હું સરદાર કાઉસની નેમણુકને મારી મંજુરી આપું છું ને તેના હાથ નીચે તમો સર્વે સંપથી રહી, હું દુશ્મનોની હાલતથી વાકેફ થઇ પાછો ફરૂં તેટલાં આપણાં બચાવના સાધનો મજબુત કરવાની કોશેશ કરજો. આપણા નુરી કેબલાની સંભાલ રાખજો. તેની જતન કરજો.

એ કેબલો કરશે અદના, આલાની મુશ્કીલ આસાન,
માટે હમેશ થઇ રહેજો, તમો એનાં નીગેહબાન;
સદા રાખજો એ રોશન, જીગરમાં દીનની કરજો યાદ,
સીતમ દુશ્મનબી પાડે તો, આતશપાસ કરજો ફર્યાદ.
આતશની ગયબી શકિત, તમારૂં રક્ષણ કરશે,
જે આતશને આરાધશે, તેની બોલ બાલા થશે.

**સરદાર કાઉસ**—નામવર નોશીરવાન તું બેફીકર રહે, હમો તારાં ફરમાન મુજબ જરૂર ચાલશું.

[ નોશીરવાન એક બાજુ, ને બીજાઓ બીજી બાજુ જાય છે. સરદાર બરઝોરને એક સીપાહી ઉભા રહી વિચાર કરે છે. ]

**બરઝોર**—સરદાર નોશીરવાને ફરી એકવાર મારૂં અપમાન કીધું ને કાઉસને લશ્કરનો વડો નેમી મારી ઇઝ્ઝત આબરૂને હલકું લગાડ્યું.

**સીપાહી**—નામવર બરઝોર તમોને વડા સરદાર નહિ નેમ્યા એમાં ખોટું લાગવા જેવું કંઇજ નથી. એક સીપાહી કે સરદાર સવે વતન તરફની ફરજ કોઇ પણ પદવીમાં રહી, એકસરખી સારી રીતે બજાવી શકે છે.

**બરઝોર**—બીરાદર ગભરા નહિ. મારાં દિલમાં સલગતા એ આગના શોલા તું જોશે ત્યારે તું જાણશે કે હું શું કરવા ધારૂંછ. જો સાંભળ, નોશીરવાન આરબોના બચાવના સાધનોનો અભ્યાસ કરવા ગીયોછ તો હું આપણા બચાવના સાધનોની વીગત દુશ્મનોને વગર માંગવે પુરી પાડશ, ને તેનાં ઇનામમાં નોશીરવાનની બેઇજ્જતી ખરીદ કરશ.

**સીપાહી**—સરદારના નામને અયબ લગાડનાર શખ્સ આ નાપાક વિચારો તુંને માદર વતન તરફ દગાખોર બનવા ઉશ્કેરેછ, તારાં દીન ઇમાનને દોઝખમાં નાખવા શીખવેછ તેનો તુંને કંઇ ખ્યાલ છે?

**બરઝોર**—હા ખ્યાલ છે. સાંભલ મારૂં વેર વાળવા હું કાઇબી કામ કરવા અચકાવશ નહિ. હું દેશદ્રોહી થવશ. બેઇમાન થવશ. દગાખોર બનશ. દેશને, ઇરાનને, ધર્મને, ઇમાનને બેવફા નીવડશ પણ નાશીરવાન પર મારૂં વેર તો લેવશ ને જરૂર લેવશ.

**સીપાહી**—કહે કેઇ દુન્યા માટે તું, રાખેછ દીલમાં એટલું વેર,
કાંય જીવન બરબાદ કરેછ, વેર છે એક કાતીલ ઝહેર.

**બરઝોર**—વેર જેવી મીઠી ચીજ, આ દુન્યામાં કોઇ નથી,
પૈસા, ઇઝત, દીન ઇમાન, વેર પાસ કોઇ ચીજ નથી.

**સીપાહી**—અંજામ એનો શું આવશે, તેનો તે કીધોછ કંઇ ખ્યાલ?

**બરઝોર**—ભલે દુન્યા ડુબી જાય, કીનો લઇ હું થવશ ખુશાલ.

**સીપાહી**—એવી ખુશાલીના દીન, લાંબા કંઇ ટકતા નથી,
ઓ ભાન ભુલા, ખુદાની, લાકડીનો અવાજ નથી.

**બરઝોર**—બીરાદર ઉશ્કેરાઇ ના જા. જરા ઠંડો પડ.

**સીપાહી**—ઉશ્કેરાઇ નહીં જાઉં? એક ભાઇબંધ સાથની મતફેરીને લીધે, એક હમશરીક સાથની દુશ્મનાઇને લીધે, તું તારા દેશને, તારા દીન ધર્મને, દુશ્મનોના હાથે તારાજ કરવા, પાયમાલ કરવા તૈયાર થયોછ, તેજ તારી નીચ નઇયત, તારી હૈવાનીયતભરી ખસલત સાબીત કરેછ.

શમશીરે નીક ઝે આહને બદ ચુંન કુનદ કસી?
નાકસ બેતરબીયત નશવદ અય હકીમ કસ.
બારાંન કે દર લેતાફતે તબઅશ ખેલાફ નીસ્ત
દર બાગ લાલે રૂયદો દર શુરે બુમ ખસ.

(સઆદી.)

[એક કીટાયલાં ખરાબ લોખંડમાંથી પાણીદાર તલવાર કેમ બની શકે ? તેજ મીસાલ તરબીયત યાને શીક્ષણથી એક હલકો અભણ માણસ સારી માણસાઇ ખસલત યાને ગૃહસ્થાઇ ધરાવી શકતો નથી. વરસાદનું પાણી દરેક દરેક જગ્યા ઉપર એકજ જાતનું પડે છે છતાં બાગ બગીચામાં સુગંધી ફુલો ખીલી રહે છે જ્યારે વયરાન જગ્યામાં જંગલી ઝાડવાનાં જુથ જણાય છે.]

**બરઝોર**—બસ બોલી રહયો ?

**સીપાહી**—હા. બોલી રહયો. હવે કરી બતાવશ. એક ઇરાનીની વતન તરફની, ધર્મ તરફની, દાઝ, ફીદાગીરી શું હોવી જોઇયે તે તુંને બતાવશ. ઇરાનસરઝમીન તરફની દરેક ઇરાનીની ફરજ શું છે તે હું તુંને શીખવશ. ચાલ તયાર થા ને મારી સાથે હાથ અજમાવ.

**બરઝોર**—તું એક સીપાહી, તારા સરદાર સાથ હાથ અજમાવે !

**સીપાહી**—યાદ રાખ કે એક દગાખોર સરદાર કરતાં એક વફાદાર સીપાહીનો દરજ્જો આય તેમજ પેલી જહાનમાં વધુ આલા છે.

**બરઝોર**—તું એક નૌકર, પોતાના માલીક સાથ આવી સરકશી કરે !

**સીપાહી**—એ સરકશી નહિ, પણ તારી બહેતરી છે. એક વફાદાર નૌકર એક દેશદ્રોહી માલેકને તેની ભુલ બતાવે, તેને એવા પાપી ખ્યાલોથી અટકાવે એમાં તે માલેકની અને દુન્યાની બહેતરી છે.

હરકે ગૂયદ સોખને રાસ્ત બુવદ દુસ્ત તોરા
દોશ્મન આનસ્તકે ઐબે તો નેહાન મીદારદ.

(તેજ તારો ખરો દોસ્ત છે કે જે તુંને ખરૂં કહી સંભળાવશે. તારી અયબ જે છુપાવે તેને તું તારો દુશ્મન સમજજે.)

**બરઝોર**—એક હલકા નોકરીપરથી વધારી હું તુંને આજની સ્થિતીપર લાવ્યો તે શું મારી સામે એવી બેઅદબી બતાવવા ?

**સીપાહી**—એ બેઅદબી નહિ પણ નીમકહલાલી છે.
વફાદાર હું નોકર છું, જીગ્યોછ નીમકહલાલીમાં,
જાન આપવા તૈયાર છું, વફાની ખુશાલીમાં.

**બરઝોર**—યાદ રાખજે કે જો તું મારી સામે થશે, મને વધુ ઉશ્કેરશે તો હું તારૂં ખુન કરશ.

**સીપાહી**—પરવા નહિ. વતન, દીન ધર્મ, ઇમાન માટે એક નહિ પણ અનેક ઝીંદગીના ભોગ આપવા તૈયાર છું.

**બરઝોર**—જો એમજ છે તો સામે આવ ને તારી સરકશીનો સવાદ ચાખ (બેઉ લડેછ. બરઝોર સીપાહીને ઘા કરે છે. સીપાહી પડે છે.) ચાલો એક રીતે એ બી ઠીક થયું નહિ તો મારી સર્વે ગોઠવણ ઉંધી વળી જતે ને એ મને જરૂર કોઇ દિવસ ફસાવતે. હવે વધુ અહિંયાં રોકાવું નામુનાસેબ છે. (જાય છે.)

---

## સીન—છઠ્ઠો.

---

(ખુશરો ચકકીવાલાનું ઝુપડું.)

[યઝદેગર્દ પોતાના એક સીપાહીની સાથ ચક્કીવાલાની ઝુપડી આગલ આવી પહોચે છે.]

**સીપાહી**—નામવર આ સામે ઝુપડીમાં ચેરાગ બળે છે એટલે જરૂર કોઇ ત્યાં રહેતું હશે. આજ રાતના અહિંયાંજ મુકામ કરવું ઠીક પડશે.

**યઝદેગર્દ**—(દિલગીર ચહેરે) દોસ્તે દગો દીધો. મરવનો હાકેમ માહુઇસુરી મારો એક વેળાનો દોસ્ત તેને ત્યાં મેં આશરો લીધો તો તેને પણ દગો દીધો. મારા દુશ્મન

તારતાનના ખાનને મારી હીલચાલથી વાકેફ કીધો. ઇનામની લાલચ ખાતર મને પકડાવવાનો પ્રપંચ કીધો. દોસ્તને નામે દુશ્મનીનો સોદો કીધો. પરવરદેગારની મહેરબાનીથી આ દગો ખુલ્લો થયો ને છુપા લેબાશમાં ત્યાંથી હું નાસી અહિંયાં આવ્યોછ. જોઇયે કીસ્મત શું રંગ બતાવેછ.

સીપાહી—નામવર ધીરજ ધરો. સો સારૂં થશે.

ગાયન.

સુખના સાથી બને બધા દુ:ખનો કોઇ યાર નહીં,
સ્વાથ આ દુન્યામાં છે જોશો સાચો પ્યાર નહીં;
મીઠા વચનની નાખુશી કડવા વચનની નાગમી
ચડતી પડતીનો ચીતાર છે કાંઇ એમાં સાર નહીં.
જનમ મરણ અને સુખ દુ:ખ છે વારસો કુદરતનો
માનવીનું શુ ગજુ? ભોગવ્યા સિવાય ઉદ્ધાર નહીં.

શએર.

સપના સમાન સાહ્યબી પરપોટા સમ છે વૈભવ જાણ,
જીંદગીની જોત છે વરસાદના તડકા સમાન.
મારૂં મારૂં તારૂં તારૂં જે કરે છે દિન રાત,
સર્વ રહેશે અહીંનું અહીં જઇશું અંતે ખાલી હાથ.

(મુન્નીબાઇ.)

યઝદેગર્દ—ઓ પરવરદેગાર ક્યાં સુધી આ હાલતમાં તું મને જીવાડવા માંગેછ? મારી અરજ સાંભળ ને આ ફાની દુન્યામાંથી મને બોલાવી લે. મારી પર દયા કર. મારી ઝીંદગી ખતમ કર કે તારી આગળ હાજર થઇ તારી સેવા કરૂં.

[આસમાનમાંથી નીચલો અવાજ થાય છે તે યઝદેગર્દ ધ્યાનથી સાંભળે છે.]

ચેનીન અસ્ત રસ્મે સેરાંયે ફરીબ,
ફરોઝશ બુલંદ અસ્ત, પસ્તશ નેશીબ.
અગર બેખ્રદી બર જેહાંન દેલ મબન્દ
કે નાયદ બેહરનઉ અઝુ જોઝ ગઝન્દ
ચે બન્દી દેલ અંદર સેરાંયે ફોસુસ
કે હરઝમાન બેગુશ આયદ આવાંયે કુસ.

[આ દગલબાઝ આસમાનની એવી ચાલ છે કે ઇન્સાનને ઘડીમાં તે ઉંચે ચડાવે છે ને ઘડીમાં તેને નીચે પાડી ખુવાર કરે છે. ઓ બંદા તું અક્કલમંદ હોય તો આ દુન્યા સાથ દિલદારી કરતો ના, કારણકે આખર તું એનાથી દુઃખ જોશે. આ ઠગારી ધરતી સાથ તું તારૂં દિલ બાંધતો ના કારણ એમાં તું હર વખતે અજલની નોબતનો અવાજ સાંભળશે.]

**સીપાહી**—નામવર તમારા દુઃખનો હવે જલ્દી અંત આવશે એમ જણાય છે. જુઓ કુદરત બોલી રહીછ. ફરેસ્તાઓ તમારી પાસબાની કરતા હોય એમ જણાય છે.

[ઝુપડીમાંથી ચકકીવાલો ખુશરો બહાર આવે છે.]

ખુશરો—આજે આસમાન પરથી શું અવાજો સંભળાય છે? કાંઇ સમજ પડતી નથી. આવી રળીયામણી રાત્રે આવા અવાજ જરૂર કાંઇ સારૂં યા માઠું બનવાની આગાહી જણાવે છે. (યઝદેગર્દને જોઇ ચોંકે છે.) જરૂર કોઇ ખાનદાની શખ્સ લાગે છે. (આગળ જઇને) બીરાદરો તમો કોણ છો? આવાં જંગલમાં રાતની વખતે ભુલા પડેલા મુસાફર છો?

**સીપાહી**—હમે હમે......

**ખુશરો**—અચકાઓ નહિ. ભલે કોઇબી હો. મારા ગરીબના મકાનમાં પધારી વીસામો લેઓ. તમો મારા મહેમાન છો.

**સીપાહી**—હમો જમાનાની ગીરદેશમાં દબાયલા દુઃખી ઇરાનીઓ છીએ. તમો આશરો આપશો?

**ખુશરો**—ઇરાની હો કે તુરાની, ઇસ્લામી હો કે મઝદાની પરસ્તેશ કરનારા જરથોસ્તી, દોસ્ત હો કે દુશ્મન, કોઇબી સંકટમાં સપડાયલા ઇન્સાન માટે મારી ગરીબ ઝુંપડી સદા ખુલ્લી છે, પધારો.

[સવે અંદર જાય છે.]

( બે આરબ સીપાહીઓ ભરાતા છુપાતા આવે છે.)

**આરબ સીપાહી**-અંતે પત્તો મળ્યો ખરો. ઇરાનીઓનો શાહ યઝદેગર્દ હાકેમ માહુઇસુરીનાં મહેલમાંથી નાસી આવી અહિંયાં છુપાયોછ.

**બીજો સીપાહી**-ચાલો આપણે જઇ હાકેમને વાકેફ કર્યે ( જાય છે. )

**યઝદેગર્દ**—( બહાર આવી ) ઇરાનનો શાહ ચક્કીવાલાનો મહેમાન! અન્ન પાણીનો મોહતાજ એક મુફલેસ ભીખારી કરતાં વધુ કંગાલ તેને આ ચક્કીવાલાએ મોટું મન બતાવી મહેમાન બનાવ્યોછ. ઓ ખુદા! મેં તારો શું ગુનાહ કીધો કે આ સીતમ મુજપર વરસી રહયોછ! મેં એવાં શું પાપો કીધાંછ કે તું મને આ સઝા કરી રહયોછ! વતનથી દુર, ખેશ કુટુમ્બથી દુર, વસ્તીથી દુર, આ જંગલોમાં જાનવરની માફક રખડી રઝડી હું પેટ ભરૂંછ. મારા દિનો પુરા કરૂંછ. એમ ક્યાં સુધી ચાલશે? નથી દિવસનો આરામ, નથી રાતની નીંદ, દુશ્મનોના હાથમાં સપડાઇ જવાની હરદમ બીકથી એક દીવાના જેવી મારી હાલત છે. ઓ પરવરદેગાર મારી તરફ જો! કેમ ખમું, આ નામોશી કેમ ખમું!

મોરદે બઝીરે સંગ અંદર
બેહ કે ઝેંદે બેઝીરે નંગ અંદર.
બદનામીમાં જીવવા કરતાં મોત ભલું.

સાસાનીયન વંશની પાદશાહી મેં ગુમાવી એ દુન્યાના ઇતિહાસમાં નોંધાશે. જન્મોજન્મ સુધી વંચાશે. મારી કોમ મને ધીક્કારશે. જે ઇરાનનું તાજ ફરીદુન અને જમશીદ, કુરૂશ અને દારાયસ, શાહપુર અને નોશીરવાન જેવા પાદશાહોનાં સરપર બીરાજ્યું, જે માદરવતને રૂસ્તમ, સોહરાબ અને કેરશાસ્પ જેવા પહેલવાનો પેદા કીધા, જે ઇરાનસરઝમીને દુનિયાના અનેક શહેરો કબજે કીધાં, તેજ વંશનો હું કમનસીબ વારસ સો કાંઇ હતું તે ગુમાવી બેઠો. ઓ આસ્માન! શુ દુન્યાને ચઢતી પડતીના પાંઠા શીખાડવા તેં મારી આ હાલત કીધીછ? ઓ આસમાન તારી ધારણા શું છે?

(આસમાનમાંથી અવાજ નીકળે છે.)

**જેહાંન અય બેરાદર નમાંનદ બેકસ**
**દેલ અંદર જેહાંન આફ્રીન બંદાબસ;**
**મકુન તકયે બર મોલ્કે દુન્યાઓ પોશત,**
**કે બીસ્યાર કસ ચુનતો પરવર્દ ઓ કોશત.**
**ચું આહંગે રફતન કુનદ જાંને પાક,**
**ચે બર તખ્ત મોર્દન, ચેબર રૂયે ખાક.**

[ઓ બીરાદર દુન્યા કોઇ સાથે રહેતી નથી તેથી તારૂં દિલ જહાનના પેદા કરનારની સાથે બાંધ, અને તેજ બસ છે. આ દુન્યાનાં રાજપાટ યા મુલ્કોની ઉપર કોઇપણ જાતનો ભરોસો ના મુક, કારણ કે તારા જેવા ઘણા શખ્સોને તેને ઉછેર્યાછ અને મારી નાખ્યાછ. જ્યારે આપણો પવિત્ર આત્મા ખોળીયામાંથી બહાર નિકળી જવાનો કસદ કરેછ, તે વેળા તખત ઉપર મરી જવું યા તો ઝમીન ઉપર મરવું એ બધું સરખું છે.]

(સીપાહી ઝુંપડીમાંથી આવે છે.)

**સીપાહી**—નામવર ખાનુ તૈયાર છે.

**યઝદેગર્દ**—ખાનુ ! સુકો નાનનો ટુકડો ને પાણીનો પ્યાલો એ આજે મહીનાઓ થયાં, વરસો થયાં, મારૂં ખાનુ છે. પણ તે પરબી શુક્રાના છે. ભલે રોટીનો સુકો ટુકડો હોય પણ જો તે મહેનત મજુરીનો હોય, સુખ આરામનો હોય તોજ સ્વાદીષ્ટ લાગેછ. પણ અહિયાં તો ઇરાનનો શાહ એક રોટીના ટુકડા માટે બારણે બારણે ભીખ માગતો ફરે છે. કેવો કુદરતનો કોપ છે ! (રડે છે.)

**સીપાહી**—નામવર સબુરી પકડો. પેલી આસમાનની આગાહી યાદ કરો. સૌ સારૂં થશે. તમો અંદર જાઓ હું જરા બહાર ફરી હમણાં પાછો આવું છું.

( ઝુપડામાં જાય છે. )

**જાસુસો**—હવે ખુશરો ચક્કીવાલાને બહાર બોલાવી હાકેમ માહુઇસુરીનું ફરમાન હાથો હાથ પુગાડીયે (દરવાજો ઠોકે છે, ખુશરો ચક્કીવાલાને બોલાવે છે જે બહાર આવે છે) નામવર મરવના હાકેમ માહુઇસુરી તરફનો આ રૂકો રજુ કરીએછ ને તેના જવાબની રાહ જોતા હમો બહાર બેસીએછ.

( ખુશરો વાંચે છે દિલગીર જણાય છે. )

**ખુશરો**—મારો મહેમાન ઇરાનનો કમનસીબ શાહ યઝદેગર્દ છે તેનો પતો કોઇ મુજી રાયતાને અહિયાંના લાલચુ કાનાખોર હાકેમ માહુઇસુરીને આપેલો હોવાથી તે તેનું ખુન મારે હાથે કરાવવા માંગેછ. તેનું ખુન કરી તેનું સર તેને સપુરદ કરવાનુ આ શાહી ફરમાન છે. કેવુ કરપીણુ કામ ! મહેમાનનું ખુન ! ઇરાનીઓના સાસાનીયન વંશના છેલ્લા પાદશાહનુ ખુન ! ને તે મારે હાથે ! કદી નહિ, હું એવું નીચ કામ કદી નહિ કરૂં. યઝદેગર્દ મારો શાહ છે, મારો મહેમાન છે, તેની સાથે બેવફાઇ હરગીઝ નહિ કરૂં. (વિચાર કરી) પણ આ

ફરમાનને તાબે નહિ થવાનો અંજામ શુ આવશે? (પાછો વાંચે છે) "અગર જો મારા ફરમાન મુજબ યઝદેગર્દનુ સર મારે સ્વાધીન ચોવીસ કલાકની અંદર કરવામાં નહિ આવશે તો તારૂં ને તારી ઔલાદનું, તારા કુટુંબ પરીવારનું લોહી રેડવામાં આવશે. યઝદેગર્દને બદલે તેઓ સર્વેનો જાન લેવામાં આવશે" થઇ ચુક્યું. મારૂં આવી બન્યું. હાકેમ માહુઇસુરી ઝુલ્મગાર છે, હયવાન છે, શયતાન છે, તે જરૂર આ ધમકી અમલમાં મુકે એમ છે, તો પછી એકને બદલે અનેક જીવોનું બલીદાન થશે તે હું કેમ જોઇ શકશ? કેમ ખમી શકશ? ઓ ખુદા! ઇરાનના બાદશાહનું ખુન કરવા મારી હિમ્મત ચાલતી નથી. પણ મારાં વહાલાંઓના જાનની સલામતીને ખાતર મને માહુઇના હુકમને તાબે થવું પડે છે વાસ્તે એ ગુનાહની હું માફી ચાહું છું. યઝદેગર્દનો સીપાહી બહાર ગયોછ. એ કમનસીબ પાદ-શાહ સુકકા નાનનું ખાનું શરૂ કરી રહયો છે. ખાના આગમજ આવી મુસીબતોમાં પણ તે પોતાના ધર્મની, દીનની તરકીબ જાળવી રહયો છે. બરસમ લઇ બાજ ધરી તે કીરતારને આવા દુઃખમાં પણ યાદ કરી ખાનું ખાવા બેઠો છે તેટલાંજ આ દુઃખભરી ફરજ મારે બજાવવી પડશે ને તેને મારી તેની લાશ માહુઇના જાસુસોને સ્વાધીન કરવામાંજ મારી ને મારાં કુટુમ્બની સલામતી છે.

[અંદર જઇ ખુન કરે છે. બહાર ચીસ સંભળાય છે ખુશરો બહાર આવીને જાસુસોને નીશાની કરી બોલાવે છે. તેઓ ગુપચુપ અંદર જઇ લાશને ઉંચકી લઇ જાય છે. ખુશરો દિલગીર ચહેરે લાશને સેઝદો કરતો ઉભો છે.]

**ખુશરો**—ગયો, ઇરાનનો છેલ્લો જરથોસ્તી પાદશાહ આ ફાની દુન્યા છોડી સદાનો મીનોઇ જહાનમાં ચાલી ગયો. સાસાનીયન વંશનો ચેરાગ ગુમ થઇ ગયો. પારસી સલ-

તનત, પારસી પાદશાહીનો સુરજ આજે અસ્ત પામ્યો. કીસ્મતની કમનસીબીમાં જન્મથી જકડાયેલો યઝદેગર્દ શહેરીયાર, શાહી કુટુંબમાં જન્મ પામી પળની પાદશાહી કરી, નામોશીની હાર ખમી, કંગાલીયતમાં દિવસો ગુજારી, આજે દુન્યા તજી ચાલી ગયો. ( ઘેલો થઇ જાય છે. ) હા, પણ એ ખુન મેં કીધું. ખુન મેં કીધું. યઝદેગર્દ માફ કરજે. યઝદેગર્દ !

[ યઝદેગર્દનો ચહેરો અહિંયાં ત્યાં રજુ થાય છે. ]

---

## સીન સાતમો.

[ સરદાર નૌશીરવાન આરબ પોશાકમાં આરબ લશ્કરની છાવણી છે ત્યાં જતો માલમ પડે છે. આરબ સરદાર અલહસનની દિકરી હિન્દા જણાય છે, જે કોઇની આવવાની રાહ જોતી માલમ પડે છે. સાહેલીઓ ગાયન ગાય છે.]

( અરબી ગાયન )

અલમાની માની માનો યમ અવ્વદ માલક તાલી,

તુર્કી માયુફ હુમલુ વ્યેના ઇજા રહેમાની,

શીફ તુલ હુબ્બી અબ્બાસ અફન્દી,

યમ અવ્વદ માલક તાલી.

ઓ ગુમ્મા ગુમ્મા વશાહલુ લફન્દી,

યમ અવ્વદ માલક તાલી.

( મુન્નીબાઇ. )

હિન્દા—મારો વ્હાલો હાફીઝ હજુ કેમ નહિ આવ્યો? દરરોજનો રાખેતાનો વખત થઇ ગયો. રખે કંઇ બુરૂ બન્યું હોય. એ આરબ જવાનને મેં જોયો તે દિવસથી મારો જાન જીગર એને જીતી લીધુ છે. મારા પીદરની મંજુરીયાત વગર હું મારા એ પ્યારાને મલું છું, એ ખોટું તો છે પણ હવે ચંદરોઝમાં મારો હાફીઝ મારા પીદર પાસે મારા હાથની માંગણી કરશે ને હમે શેહાદીના ગાંઠથી એક થઇ સુખી સંસાર શરૂ કરશું. ઓ સામેથી તેજ મારો પ્યારો દિલદાર આવતો જણાયછે.

[હાફિઝ ઉર્ફે નૌશીરવાન બોટમાંથી ઉતરી હિન્દાને મલે છે].

હાફિઝ—મારી પ્યારી હિન્દા માફ કરજે આજે સહેજ મોડુ થયું.

હિન્દા—મારા જાન જરા થોભ, હું તારે વાસ્તે મારા હાથે શરબતનો જામ બનાવી લાઉં.

[જાય છે.]

હાફિઝ—આરબના પોશાકમાં હાફિઝના નામ હેઠલ હું વારંવાર અહિયાં આવી દુશ્મનોની હીલચાલ તપાસું છું, પણ શું કુદરતની કારવાઇ છે કે શરૂઆતમાંજ મારા દુશ્મન આરબ સરદાર અલહસનની આ પુનમના ચાંદ જેવી દોખતર હિન્દા સાથ મેલાપ થતાં મહોબતમાં ફસી પડયોછે. હું આ આરબ છોકરીના દેશનો દુશ્મન છતાં દોસ્તના દેખાવમાં તેની પાક મહોબ્બતનાં મંદીરને નાપાક કરૂંછ તે ખુદા માફ કરે. હિન્દા મને પોતાની જાતવાલો આરબ સમજી મારાપર જાન કુરબાન કરેછે. મારી સાથ શેહાદીનાં ગાંઠથી એક થવા માંગેછે. શું પસંદ કરૂ? વતન તરફની મહોબત કે આરબ હિન્દાનો પ્યાર, ધર્મ તરફની ફરઝ કે શેહાદીનો વિચાર? એક તરફ પરકોમ તરફનો પ્યાર છે, બીજી બાજુ માદર વતનનું વહાલ છે. ખુદા તું મને મારા માદર વતન તરફ, મારા દીન ઇમાન તરફ હમેશ વફાદર રાખજે. માણુસાઇ જુસ્સાનો ગુલામ હું એકવાર બની ચુકયોછ, ઠોકરાઇ ચુકયોછ. મારી ભુલ



આરબ છોકરી હીન્દાનો બાગ ને સાહેલીઓ.

માટે ગુનેહગાર બની પસ્તાઇ ચુક્યોછ. હવે મારી ફરઝ સીવાય બીજો કોઇબી રાહ તું મને બતાવતો ના. વેર, પ્યાર મારે માટે નથી. ફક્ત ફરઝનો વિચાર, માદર વતન તરફની ફરઝ, પવિત્ર કેબલાની સંભાળની ફરઝ, જરથોસ્તી કોમ તરફ ફરઝ, ઇરાનસરઝમીન તરફની ફરઝ, એ ફરઝનું કરજ ભરપાઇ કરવા મને શક્તિ આપજે.

હિન્દા—(શરબત લઇ આવે છે.) મારા વહાલા હાફિદ, મારા પ્યારા હાથોથી બનાવેલું પવિત્ર પ્રેમના રસોથી ભરેલું આ શરબતનું જામ નોશ કર. પ્યારા ગઇકાલે એક એવો બનાવ બન્યો છે કે હવે મારા હાથની માગણી મારા પીદર્ પાસ કરવાનો મોકો તુંને જલદી મળી જશે. આપણું કામ સહેલ થશે.

હાફિદ—પ્યારી હિન્દા ખુલાસાથી બોલ હું કાંઇ સમજી શકતો નથી, કે તું શું કહેવા માગેછ.

હિન્દા—ગઇ કાલે એક બેવફા ઇરાની સરદાર આપણા ઇરાની દુશ્મનો પેલા આતશ પરસ્ત ગબ્રોના બચાવનાં સાધનોની છુપી બાતમી આપી ગયોછ.

[હાફિદ ચોંકે છે ને હાથમાંથી પ્યાલો પડી જાય છે.] ને જે દિવસ જાય છે તેમાં હવે એ આપણા દુશ્મનોને આપણે કચડી નાખશું. તેમના ધર્મના આતશને ઇરાનમાંથી સદાનો નાબુદ કરી નાખશું.

હાફિદ—( ગભરાઇને ) હિન્દા શું બોલી? એક બેવફા ઇરાની, પેલા આતશને પુજનારા ગબ્ર, જરથોસ્તી ધર્મનો આતશ સદાનો નાબુદ! ( હિન્દા ભોંયપર પડેલું જામ ઉંચકી મુકે છે) (બાજુમાં) મેં શું સાંભળ્યું? માદરવતનને, દીન ઇમાનને દગાબાઝ થનાર એ શયતાન કોણ હશે? હવે મારે વધુ વખત અહિયાં થોભવું નહિ જોઇયે.

**હિન્દા**—ઇરાનીઓનો દેશ હમો આરબોએ જીતી લીધોછ. તેમનાં ઘરો હમોએ લુટી લીધાંછ. તેઓનાં ધર્મનાં મકાનોનો હમોએ નાશ કીધોછ. છતાં તેઓના દિલનો, ધર્મનો આતશ બુઝાતો નથી. એટલે એક વધુ ધાર્મીક લડાઇ લડવી પડશે ને જો તું આરબોની સરદારી લઇ ઇરાનીઓપર જીત મેળવશે, તેઓનાં આતશનો નાશ કરશે, તો આપણા બન્નેની મનની મુરાદ બર આવશે.

**હાફિઝ**—હિન્દા એક વધુ શરબતનું જામ મારે માટે તારા હાથે બનાવી નહીં લાવે?

**હિન્દા**—આ ખુશી (અંદર જાય છે).

**હાફિઝ**—મારૂં મસ્તક ફરેછ. હું દિવાનો રખે થઇ જાઉં, રખે મારો ખરો હાલ જાહેર થાય. ઓ ખુદા આ નવી આફત ઉભી થઇછ. શું કરૂં? આવી નીમકહરામી, દગલબાઝી ને તેબી એક ઇરાની કરે! માદરવતનનું, પાક કેબલાનું સત્યાનાશ વાળવાનું કાવતરૂં એક ઇરાની રચે! ઇરાનસરઝમીન તારી મુશ્કેલીનાં, તારી પડતીનાં કારણો તારાં ફરઝંદોમાંનો કુસંપ, બેવફાઇને નીમકહરામી છે. બેવફા એ ઇરાની કોણ હશે? (ઉશ્કેરાટમાં ફેરા ફરે છે. હિન્દા શરબત લાવે છે) મારી વહાલી હિન્દા હું દુશ્મનો સામે લડવા જવા તૈયાર છું. હિન્દા જો ફતેહ મળી તો આવી મલશ, નહિ તો તારી યાદ દિલમાં રાખીને મરશ.

**હિન્દા**—મારા જાન જરૂર ફતેહ તમારી છે. દુશ્મનોનાં બચાવના સાધનો બહુ નબળાં છે ને તેની પુરેપુરી બાતમી પેલા કયદ કીધેલા ઇરાનીએ આપી છે. એટલે ફતેહ આપણીજ છે.

**હાફિઝ**—હા ઠીક યાદ આવી. હિન્દા પણ પેલો નીમકહરામ ઇરાની સરદાર ક્યાં છે? તે મારી સાથે રસ્તો બતાવવા આવશે કે?

હિન્દા—જરા સબર કરો હું હમણાં તેને તમારી સામે રજુ કરૂં.

હાફિદ—ઓ ખુદા શું કરૂં ? મારા રફીકો, સરદારો, સીપાહીઓની ઝીંદગી જોખમમાં છે. મારા બાંધેલા આતશકદેહના નુરમંદ કેબલાની હસ્તી ભયમાં છે. તેમને ખુદા તું જોજે તેમની સંભાળ લેજે.

(હિન્દા સરદાર બરઝોરને હાજર કરે છે) (બાજુમાં) કોણ સરદાર બરઝોર ! વહાલી હિન્દા આ ઇરાનીએ દુશ્મનોની છુપી બાતમી આપી આરબોપર ઉપકાર કીધો છતાં તેના હાથમાં જંજીર કાંય ?

હિન્દા—આ નીમકહરામ પોતાની કોમને, દેશને, દીન ઇમાનને દગાખોર બન્યો તો પછી શું જંજીરને એ લાયક નથી નીવડયો ?

હાફિદ—જંજીર શું ? એ મોતને લાયક છે.

હિન્દા—પોતાના માદરવતનનું નીમક ખાઇ તે હલાલ કરી શકયો નથી તો આપણું નીમક તે શું હલાલ કરતો તો ?

હાફિદ—શાબાશ.

હિન્દા—એવા દગાખોર ઇન્સાનોને દગાથીજ મારવા જોઇયે કે દુન્યાના લોકોને વફાદારીનો ખયાલ મળે. એને થયેલી સઝા વાજબી છે.

હાફિદ—ઇરાની સરદાર આ આરબ બાનુનો તમારે માટેનો વિચાર સાંભળ્યો ? બોલો તમારે શું કહેવાનુ છે ?

બરઝોર—એવા હલકટ જંગલીઓ જેઓ ભલાઇનો બદલો ભુંડાઇમાં વાળે, જેઓ ઉપકારનો બદલો અપકારથી આપે તેઓ સાથ તકરાર કરવામાં કાંઇ હાસીલ નથી.

હાફિદ—તેં ઇરાનીઓનાં બચાવનાં સાધનો ને તેમનાં કિલ્લાપર જવાના રસ્તાની છુપી ચાવીઓ આરબોને બતલાવી છે. શું સર્વે સાચેસાચી વિગત જણાવી છે ?

બરઝોર—હા. ખુદાના કસમ ખાઇ કહું છું કે સર્વે બાતમી સાચ્ચે સાચ્ચી મેં આરબોને આપી છે. હું મારા એક સરદાર નોશીરવાને મને કીધેલા અપમાનનું વેર લેવા માટે આ શરમ ભરેલું ધાસ્તીભર્યું કામ કરી રહયો છું. હા ફક્ત વેર લેવા માટે, મને બીજી કોઇ આશા કે લાભ એમાં નથી. જો જરૂર હોય તો આરબ લશ્કર સાથ જઇ તેમને વફાદાર રહી ઇરાનીઓનું ખુણે ખુણું બતાવવા હું તૈયાર છું.

હાફિદ—શરમ છે તારીપર ઓ દેશદ્રોહી મર્દ ! ધીક્કાર છે તારી જવાનીપર, તારી બેઇમાનીપર ! ફક્ત એક ભાઇબંધપર વેર લેવા તું, તારી કોમને, દીન ઇમાનને, માદર વતન ઇરાનને તેના દુશ્મનોને હાથ મફત વેચાવા તૈયાર થયો, કેમ ? જે ધરતીએ તુંને પેદા કીધો, જે ઇરાનસરઝમીને પોતાની છાતીપર ઉગાડેલું અન્ન ખવાડી પોતાના જીગ-રનું પાણી પીવાડી તુંને પરવરેશ કીધો, જે કોમે તુંને તરબીયત આપી બહાર પાડયો, જે મઝહબે તુંને દીન ઇમાનથી નવાજ્યો, તે કોમને, તે દેશને, તે માદરવતનને તું બેવફા બેઇમાન નીવડયો તો પારકી ઝમીનને, પારકા દેશને, પારકી કોમને તું વફાદાર શું નીવડતે તો ? હું બી ભાર મુકી કહું છ કે તુંને થયેલી સઝા બરહક છે. નહિ બલકે તે થોડી છે. તું મૌતને લાયક છે. માટે લે—

( ખંજર ભોંકી બરઝોરને ઘાયલ કરે છે. )

હિન્દા—હાફિદ, હાફિદ, આ તેં શું કીધું ? એ જો જીવતો હતે તો કદાચ આપણને ઉપયોગી થઇ પડતે, મદદગાર થઇ પડતે. તારાં આ કામથી પીદર બહુ ગુસ્સે થશે. તારો આ ગુનાહ માફ નહી કરશે.

હાફિદ—હિન્દા મને તેની પરવા નથી. જે મેં કીધું છ તે બરહક કીધું છ મારાં માદરવતન ઇરાન માટે સારૂં કીધું છ.

હિન્દા—માદરવતન ઇરાન! હાફિદ હાફિદ, આ હું શું સાંભળુંછ?

હાફિદ—નાદાન છોકરી સાંભલ! ધ્યાન ધરી સાંભલ, હું કાંઇ તારી કોમનો, આરબ નથી. પણ હું બી આજ બેવફા ઇરાનીની કોમનો, આતશ કેબલાની હજુરમાં એક ખુદાનીજ સેતાયશ કરનારો માઝદયશ્ની છું.

હિન્દા—મારા હાફિદ! તું ઇરાની જરથોસ્તી! નહિ! હું હરગેઝ નહિ માનું. તું મારી મજાક કરેછ.

હાફિદ—હું કહું છું તે ખરૂં કહું છું.
જરથોસ્તી ધરમની જે પવિત્ર નિશાન,
આ કુસ્તીને સુદરેહને આ ગીરેબાન.

બરઝોર—કોણ સરદાર નૌશીરવાન!

નૌશીરવાન—હા. નૌશીરવાન. આંખ ઉંઘાડી જો હું ઇરાનીઓનો સરદાર નૌશીરવાનને તું બરઝોર નીચ નીમકહરામ! ઓ વતનને બેવફા નીવડનાર, ઇરાનીઓના નામને અયબ લગાડનાર, દીન ધર્મને દગાબાઝ થનાર, શયતાનના સાથી બરઝોર જો, આંખ ઉઘાડી કુદરતની કારવાઇ જો, વેરની વસુલાત જો, ખુદાનો કહેર જો, નીમકહરામીનો નતીજો જો.

અગર ખારી બેકારી, ખારી બેદરવી.
ચુબે ખુદા નદારદ સદા.

(કરણી તેવી પાર ઉતરની. ખુદાની લાકડીનો અવાજ નથી.)

બરઝોર—નૌશીરવાન બસ કર. મને માફ કર. મારી આંખો સામેનો ગુમરાહીનો પરદો ખુલી ગયોછ. હું મારી ભુલ કબુલ કરૂંછ. તારી માફી ચાહુંછ. મને તેં સઝા વાજબી કીધીછ. નૌશીરવાન માફ! ખુદા માદરવતન માફ!

હિન્દા—(નૌશીરવાનનો હાથ પકડે છે ને વળગી પડે છે.) વ્હાલા હાફિદ તું ગમે તે હોય પણ હવે તુંને હું કંઇ અહિંયાંથી જવા દેનાર નથી. તું મારો છે ને હંમેશ માટે મારો રહેશે.

નૌશીરવાન—હિન્દા તું નાદાન છે. તારી ને મારી કોમ જુદી છે, બુન્યાદ જુદી છે, ઔલાદ જુદી છે, તારો ને મારો ધર્મ જુદો છે, એટલે તારો ને મારો સંસારનો રાહ પણ જુદોજ રહેવો જોઇયે. મારે મારી માદરવતનની ફરઝમાં દીન ગુજારવા છે. મારે મારાં દીન ધર્મનાં રક્ષણ માટે મારી ઝીંદગીના દીવસો ફાજલ પાડવા છે. એટલે સુખી પરણેલા સંસાર માટે, અયશ આરામની ઝીંદગી માટે હું ફાજલ પડી શકું એમ નથી માટે મને માફ કરજે, મારો પ્યાર ભુલી જજે. તું નેક કેરદાર છે, ભલી છે તો તારી કોમના કોઇ લાયક નર સાથે શેહાદી કરી સુખી થજે. ખુદા હાફેઝ.

[નૌશીરવાન બોટમાં બેસી બોટ હંકારી જાય છે. હિન્દા તેને જોયા કરે છે.]

ગાયન.

હિન્દા—

લઇ ગયો દિલનો કરાર
સાંભલ ખુદા મુજનો એકરાર.
આ દિલનો તું થજે ગવાહ
એકજ ખાવિંદને એકજ ખુદા.—
દિલ જીતી ગયો બહાદુર નર એ
તીરછી નઝર મારી લૂટી ગયો પ્યાર એ,
સુખ ચએન લઇ ગયો, મારો દિલદાર એ,
જાનો જીગર કરૂં તુજપર નીસારરે.—
પ્રેમની કટારી મારી, લાગી જીગરમાં કારી,
યાદ દિલમાં રાખી તારી, જીંદગી ગુજારસ સારી.—

સુખ ચએન.



## સીન આઠમો.

(સલામત વિચારમાં દાખલ થાય છે.)

**સલામત**—કોણ જાણે આજે બપોરે પાસેના ખુશરૂએ પોતાની બૈરીને કએખુશરો શેઠના પાસાંમાં જોઇ ઉશ્કેરાટમાં શું ને શું કીધું હશે! હવે આ ઘોંટાલાનો અંજામ શું આવશે તે સમજ પડતું નથી. કએખુશરો શેઠને સમજાવી, જુવાન કાકીનો ઠાઠ ઓછો કરાવ્યો ને ચાલીસ પીસ્તાલીસ વરસની અઘોર રંડાયલી ઓરતનો દેખાવ કરવા કહ્યું તો ખરૂં પણ કએખુશરો જો પીરોજાને ચહાતા હોય તો આય પાસેની પરણેલી ઓરતને ઘરમાં બોલાવી લગનનાં કપડાં પહેરાવી પોતાના ઓરડામાં છુપાવી રાખવાની મતલબ શું? કંઇ સમજ પડતી નથી (જાય છે.)

[ગુલેસ્તાન અઘોર ઓરતના દેખાવમાં દાખલ થાય છે.]

**ગુલેસ્તાન**—મારી કાંહ કમબખ્તી લાગી કે આજે સવારે આ પાસેના કએખુશરોના ઓરડામાં ગેઇ. સવારથી નાસો ગોસો રમતાં હવે તો કંટાળી ગઇ. હવે પહેલી તકે મારા ઘરમાં નાસી જાઉં તો ઠીક. (અંદર જાય છે.)

[અસ્ફંદીયાર આવે છે ને ગુલેસ્તાનને ચાલી જતી જોય છે.]

**અસફંદીયાર**—શું ખુબસુરત બૈરી છે ને તેબી વળી રંડાયલી! પોશાક ઇન્સાનમાં અજબ ફેરફાર કરે છે. ઘડીકમાં વીસ વરસની છોકરી ને ઘડીકમાં ચાલીસ વરસની અઘોર બૈરી! આય પોશાકમાં મારી ભવિષ્યની ભાગ્યણ કેવી શોભી નીકલીછ! હવે જરા અઘોર દીસે છે એટલે હિમ્મત આવે છ કે હાથની માંગણી કરૂં, હવે કંઇ મારી દીકરી જેવી નહિ પણ ભાગ્યણ થવા લાયક જણાય છે પણ શરૂઆત કેમ કરૂં? ને વચમાં કોણને નાખું? (વિચાર

કરેછ.) પીરોજાથી કંઇ વલે નહીં. એ જો જાણે તો મને આખો ને આખો ખાઇ જાય. હા, એ ઠીક છે. બસ એમજ. પેલા પોર્યા કએખુશરો મારફતે કામ થશે. અસફંદીયાર તારૂંભી ભેજું કમાલ કરે છે. (સામેથી કએ-ખુશરો આવે છે.)

**કએખુશરો**—કેમ કાકાજી કંઇ વિચારમાં ઉભાછ? ચાહે સાથનાં કર કરીઆંનો હિસાબ કરોછ કે રાતના ખડીયા મુડીની ગણુતરી કરોછ? કેમ કંઇ દિલગીર જણાવોછ?

**અસફંદીયાર**—કએખુશરો હું તમારા વિચારમાંજ છેઉં. હું અહીં આવ્યો, જોયું ને પાછો જવાનો વિચાર કરૂંછ.

**કએખુશરો**—(બાજુમાં) તમારા લોકના પતવાની તો હું વાર જોઉંછ જી પણ શેહાદીનો દહાડો ઠેડવીને સીધારો તો ઠીક—

**અસફંદીયાર**—શેહાદી! કોણુની શેહાદા! મારી શેહાદી! તારી શેહાદી! કોણુની સાથે?

**કએખુશરો**—કાકાજી, તમે એટલા ભુલકણા છેઓ એમ મને ખબર નહિ. આવો આપણે પીરોજા સાથે બેસીને વાત કર્યે.

**અસફંદીયાર**—(સહેજ ગુસ્સાથી) શું વાત કર્યે? તમે શાનીપર શેહાદી કરવા નીકળ્યાછ? આય કાકીના પૈસા પર કે? ને કાકી કાલે ઉઠીને શેહાદી કરી ગયાં તો કોણુને ખાશો?

**કએખુશરો**—(બાજુમાં) એ બુઢ્ઢા આજે બકી શું મરેછ? (મોટેથી) જી હુંબી સારૂં કમાઉંછ, ને પીરોજા તે જાણેછ. હમે એકમેક સાથે અદરઇ તો ચુકાંછ. લગનની હવે ખોટી છે કે શેહાદી કરીને પરવારી જઇએ.

**અસફંદીયાર**—એ લગનમાં ઘણાં વધન છે. હું દિલગીર છું કએખુશરો, કે હું મારી ભત્રીજી પીરોજાને તમારી સાથે શેહાદીમાં આપી શકતો નથી.

કએખુશરો—હેં હં મુરબ્બીજી એ શું બોલોછ ?

અસફંદીયાર—મુરબ્બી ને મુરબ્બા ખાનારા જુદા, હં ! હું તો મારી પીરોજાનો લાભ પહેલે જોઉં. પીરોજા જેવી છોકરીને માંગો તેટલા ધરખમ શોહરો મળે તે તમારા જેવા સાબુ સુકાલ્યા, સક્કર ગંડેરી સાથ પરણી શું કાંદા કહાડે?

કએખુશરો—એ આ બુઢ્ઢાને કેમ સમજાઉં ! પીરોજા, પીરોજા અહિં આવ તો.

પીરોજા—કોણ કએખુશરો ? કાકાજી ? કએખુશરો તેં સાદ માર્યો ? કેમ કાકાજી કંઇ દિલગીર છેઓ. શેહાદીનો દિવસ નક્કી કીધો ?

અસફંદીયાર—દીકરા હાલમાં શેહાદીનો વિચાર બાજુ મુક. આપણે અહિંયાંથી નીકળી જઇએ. આપણે લાયકનું ઘર નથી.

પીરોજા—કાકાજી એટલે ! એટલે !

કએખુશરો—એ બુઢ્ઢો મનમાં ચાહે શું પીએછ ?

અસફંદીયાર—એટલે એમ કે આય ઘરમાં જુવાન કાકી સાથે તારો સંસાર સુખી થવાનો નથી, વાસ્તે એ વાતથી હાથ ઉઠાવ.

પીરોજા—હા કાકાજી મનેબી ક્યારનું એમજ લાગેછ.

કએખુશરો—હેં પીરોજા એ શું બકેછ ?

પીરોજા—હું અદરઇ ત્યારે જો જાણતે કે કએખુશરોનાં જવાન કાકી ઘેરમાં આવેછ જાયેછ ને મલેછ ભેટેછ તો હું હરગીઝ અદરાતે નહીં. જોવની હું આવીછ ત્યારની એને મને એકબી બોકી લીધી નથી ને કાકીને પાંસામાં દાબી રાખેછ.

કએખુશરો—અરે પીરોજા, પીરોજા આય હું શું સાંભળુંછ ? આય તારો પ્યાર ?

**અસફંદીયાર**—પ્યાર ! અરે એવા પ્યારપર ધીક્કાર ! બેરી સામે કાકીને કોટી કરે ! ને તેબી વળી જુવાન કાકી ! બુદ્ધી હોય તો જરાબી સમજ્યા. ત્યારે પીરોજા મારો વિચાર તુંને પસંદ છે કે કાજ તોડી નાંખ્યે ?

**કએખુશરો**—(ગભરાઇને) હેં શું તોડી નાખે ? પ્યારનો પવીત્ર કોલ ! જો પીરોજા મને માફ કર હવેથી કાકીને કોટી નહીં કરશ ને પાંસાંમાં નહીં બેસશ. જો વળી કાકાજી તમે પીરોજાને સમજાવો ને મારી પર એટલા સખત ના થાઓ. પીરોજા વગર હું ઝુરીને મરી જવશ. જો પીરોજા મારી પર દયા કર.

**અસફંદીયાર**—(હવે બાજી હાથ આવી ખરી) જો છોકરાંઓ મને એક વિચાર સુજેછ જો તે પ્રમાણે અમલ થાય તો હું મારો વાંધો ખેંચી લેઉં પણ તે પહેલાં મારે પીરોજાની સાથે ખાનગી મસલહત કરવી જોઇએ.

[સલામત દાખલ થઇ છુપાઇ જાય છે.]

**સલામત**—આય બુઢ્ઢો વલી શું નવાં પાટીયાં ગોઠવે છે !

(પીરોજા ને અસફંદીયાર વાત કરે છે.)

**અસફંદીયાર**—દીકરી તેં શોહર તો ઠીક શોધી કહાડયોછ, પણ આય કાકીને રસ્તામાંથી બાજુ કરવી જોઇએ, નહિ તો તારો સંસાર અદેખો, અસંતોષી ને દુઃખી થવાનો સંભવ છે.

**સલામત**—(બાજુમાં) આ બુઢ્ઢો કંઇ ગટમાં લોટેછ ખરો.

**પીરોજા**—ઓ મરૂંરે મરૂં, મારા બાપ તોલના કાકાજી તમો મારાં સુખ વાસ્તે કેટલી કાલજી કરોછ.

**અસફંદીયાર**—મને લાગેછ કે જો કએખુશરોની કાકી પાછી શેહાદી કરી જાય તો વચમાંનો કાંટો નીકલી જાય ને તારે માટે મેદાન ખુલ્લું થાય.

**સલામત**—કોથલામાંથી બીલાડી બહાર પડી ખરી ! આય અસફંદીયાર કાકીના હાથનો ઉમેદવાર લાગેછ ! છે એની કોઇ જોડી ?

**પીરોજા**—હા એ વિચાર દરોબસ્ત છે પણ એ કેમ બને! વીસ વરસ થયાં એવણુ રંડાપો લઇ બેઠાંછ ને કેવા કેવા સારા પૈસાવાલા કુવારા છોકરાઓએ માંગણી મોકલી તેબી પાછી ફેરવી એમ કએખુશરો કહેતો હતો.

**અસફંદીયાર**—અરે એ તો જુવાન રંડાયેલાંઓ વાસ્તે એમજ બોલાય પણ તું બેફીકર રહે હું તેનો રસ્તો કરશ, જરૂર પડશે તો મારા અંગત ભોગેબી હું એ કાકીને તારા રસ્તામાંથી દુર કરશ ને તુંને સુખી કરશ.

**સલામત**—લેઓ શું થાયું, કેવો પરદુ:ખભંજન ઇરાની પારસી છે! છે એની કોઇ જોડી?

**પીરોજા**—કાકાજી મારા કએખુશરોનું દિલ હવે વધુ ના દુખવો એ મને ખરાં જીગરથી ચહાય છે.

**સલામત**—હજુ તુંને ચાહે છે તેમાજ તો હવે કુંવારી છોકરીઓને મુકી પરણેલાંઓને પાસાંમાં લેયછ.

**સલામત**—(બાજુમાં) એ બુઢ્ઢો શું ગતમાં લોટે છે તે હવ સમજ્યો! પેલી ફાંકડી ગુલેસ્તાન પર એ મોહીત છે ને ઘરડે ઘડપણુ વરસ વેચવા નીકળ્યોછ. છે એની કોઇ જોડી?

**અસફંદીયાર**—તમારાં કાકી જુવાન છે, દીલચસ્પ છે, બે દિવસ શું પણ બે કલાકમાં પરણી જઇ શકે!

**કએખુશરો**—અરે મુરબ્બીજી તમો કહોછ તે ખરૂં પણ કાકી પાછાં શેહાદીથી જોડાવા માંગતાજ નથી તેનું કેમ?

**અસફંદીયાર**—(ખીચ પાડીને) શેહાદીથી જોડાવા નહી માંગતા તે શું તમારા જેવા સાથ પ્યાર કરવા રંડાયલાં રહેવા માંગેછ, કેમ?

**કએખુશરો**—પણ કાકાજી મારેથી એ વાતજ કેમ છેડાય? ને વળી એ તો મારા ને પીરોજાના બેરલાભની વાત થઇ.

એવણુ પાછાં પરણે તો એવણુ તરફના ફાલાની આશા ભંગ થાએ.

**અસફંદીયાર**—અરે વાહરે સપરપુરા જમઇ? કાકી તરફનો ફાલો લેવા તેવણુને રંડાયલાં રાખેછ કેમ?

**સલામત**—(બાજુમાં) નહિ એવણુ સાથ પરણાવી આપ, કે બન્ને એવણુને ફાલે જાય. છે એની કોઈ જોડી?

**કએખુશરો**—(બાજુમાં) અરરરર! હવે શું કરૂં એમ બોલુંછ તો એમ પકડેછ ને એમ બોલુંછ તો એમ પકડેછ. વારૂં કાકાજી, મને એ બાબદ વિચાર કરવાનો વખત આપો.

**સલામત**—(બાજુમાં) એ મારો શેઠ પાગલ તો નથી થયો?

**અસફંદીયાર**—હવે કેવો ડાહયો થયો! જો કએખુશરો હું તારા કાકીને પરણાવી આપવાની ગોઠવણુ કરૂં. હું કોઇબી મારા અંગત ભોગે તુંને ને પીરોજાને સુખી કરવા રાજી છું. હું પીરોજાનો કાકો છેઉં પણ જરૂર પડે તો તારો કાકો થવાબી તૈયાર છેઉં, તું સમજ્યો કેની દીકરા?

**સલામત**—(બાજુમાં) અરે જરૂર પડે તો તુ કુલ દુન્યાનો બી કાકો થાય એવો પરદુખભંજન છે. કેમ, છે એની કોઇ જોડી?

**કએખુશરો**—ઓહો હવે કંઇ જરા વિચાર આવેછ ખરો.

(અંદર જાય છે)

**સલામત**—પહલે નબરના બેઉ મુર્ખાઓ છે.

## સીન નવમો.

[હોરમઝદના ટાપુ આગળ દરીયાનો કીનારો જણાય છે. દરીયામાં પાંચ સાત વહાણો જણાય છે. ઇરાની મરદો, ઔરતો, બચ્ચાંઓ, બુઢાઓ, કોઈ સાદા, કોઇ ગરીબ પોશાકમાં નજરે પડે છે. સાથે ગાંસડા પોટલાં બાંધે મારેલાં છે. કોઇ જમીનપર મુકી તેપર દિલગીર ચેહેરે બેઠાં છે. કેટલાકો કુટુંબથી છુટાં પડતાં રડે છે. કોઇ એકમેકને કોટી કરે છે કારણુ ત્યાં હાજર રહેલાઓમાંથી કોઇ ઇરાન છોડી જનાર છે કોઇ ઇરાનમાંજ રહેનાર છે.]

## (ગાયન)

ઇરાન સર ઝમીન છે, માદર વતન હમારૂં
જાનો જીગરથી પ્યારૂં, માદર વતન હમારૂં,
નથી ઔલાદની પરવા, અગર રહે ન રહે,
વતન આબાદ રહે, જાનો તન રહે ન રહે.
અરમાંન હમારૂં એ છે, આબાદ રહે હમેશા,
ઇરાન હમારૂં વ્હાલું, માદર વતન હમારૂં.
રાખશું આતશની સંભાલ, ધર્મ રહે યા ન રહે,
દીલમાં ખુદાની યાદ, દીલ અગર રહે ન રહે.
ધર્મ થકી હમે છોડયેચ, વ્હાલું વતન ઇરાન,
વ્હાલું વતન એ પ્યારૂં, માદર વતન હમારૂં.—ટેક
માઝદીયસ્ની દીન હમારી, જાનથી વધુ છે પ્યારી,
જરથોસ્તી કલામો પઢી, ઝીંદગી ગુજારશું સારી.
યથા અશેમ, ગેબી કલામ, પહોંચાડશે જીનત મુકામ,
છોડયું વતન એ કાજે, માદર વતન હમારૂં.—ટેક
એક ખુદા માનવા, જરથોસ્તી ધર્મ કહે છે,
બદીની. રાહે ચાલનાર, દુન્યામાં દુખ સહે છે.
એવી હમારી દીન છે, રાખ્યે તે પર યકીન,
ઝુકશે કદી ન કોઇને, માદર વતન હમારૂં.—ટેક

**રૌશન**—માદર આપણે કયાં જઇયેછ?

**માદર**—બેટી, જ્યાં ખુદા લઇ જાય ત્યાં.

**રૌશન**—બીરાદર, આપણા બુઝોર્ગ પીદર માદરનું શું થશે? જો એઓને સમજાવ આપણી સાથે આવે.

**પીદર**—બચ્ચાંઓ તમો હમારી ફીકર ન કરો પરવરદેગાર તમોને તેમજ હમોને જોશે. તમો સુખે સીધારો હમારી ફીકર ન કરો.

**રૌશન**—(દિલગીર ચેહેરે)

નથી ચાલતું હમારૂ જીગર, તમને છોડી જવા ખાતર.
પેદર માદર સાથે ચાલો, ધર્મની ઇજ્જત ખાતર.

**બહેન**—કરીએ આજે છેલ્લી સલામ, માદર વતન ઈરાન તુજને,
લાગેછ દિલમાં બેહદ ગમ, ઈરાન ઝમીન છોડતાં મુજને;
હઝારો સાલ નીભાવ્યાં તેં, ક્રિર્તી જગમાં આપી હમને,
આજે કાં ઘાતકી બની, નસાડેછ વતનથી હમને.

**ભાઇ**—કરમ ફુટયુંછ, કીસ્મત રૂઠયુંછ, માદર વતન ઈરાનનું,
માટેજ આ સીતમ વરસેછ, છે સીહા ભવિષ્ય ઈરાનનું.

**રૈશન**—પોકારશું જ્યાં હોઇશું ત્યાંથી, માદર વતન ઈરાન, ઈરાન,
ભુલશું નહિ તુંને કદી, વહાલાં વતન ઈરાન, ઈરાન.

**બહેન**—હજુ દસ્તુર નૈર્યોસંગ ધવલ આપણા તુરી કેબલાની સાથ કેમ નહિ પધાર્યા? રખે દુશ્મનોના હાથમાં સપડાયા હોય!

**બીજો પહેલવાન**-લેઓ, સામેથી તેઓજ આવતા જણાયછ.

**નૈર્યોસંગ**—બીરાદરો સહેજ મોડું થયું માટે દરગુજર ચાહું છું. અનજુમનના સભાસદો. માદર વતન ઈરાનને છેલ્લી સલામ કરવાનો વખત આવી પુગ્યો છે. આપણા છેલ્લા શહેનશાહ નામવર યઝદેગર્દ શહેરીયારના મરણ પછી ઘણાંક વરસ આપણા વડવાઓએ તેમજ આપણે ઈરાન દેશમાં મોહમ્મદી મઝહબ પાલનારા રાજકર્તાઓના અનેક ઝુલ્મો મુગે મોઢે સહન કીધાછ. પણ હવે આપણી જરથોસ્તી કોમની, આપણા માઝદયસ્ની ધર્મની હસ્તી નીસ્તીનો બીકટ સવાલ ઉભો થવાથી આ વતન છોડવા સિવાય બીજો ઉપાય નથી. માઝદયસ્ની ધર્મ પાલનારા ઓની સંખ્યા દીનપરદીન ઘટતી જાય છે માટે આપણી ઔલાદની બહેતરી માટે, આપણા ધર્મને દુન્યામાં કાયમ રાખવા માટે, બીજે કોઇ મુલક જ્યાં આપણને આપણો ધર્મ પાળવાની છુટ મળે ત્યાં જવાની ફરજ પડે છે, માટે આપણું બાપીકું વતન આ એકવારનું આપણું ગુલશન, દુન્યાના નકશાની સાથી આબાદ ક્રિર્તીવાન ઝમીન છોડી જ્યાં કુદરત લઇ જાય ત્યાં જવા આપણે તેયાર થયા છીયે, તેમાં પરવરદેગાર મદદ કરે!

**બહેન**—દસ્તુર નર્યોસંગ ધવલ ! તમારી સરદારી હેઠલ હમારા પાક પવિત્ર મઝહબને હેરાન થતો બચાવવા, હમારા પવિત્ર કેબલાને નવેસરથી તખ્તનશીન કરવા, અને જરથોસ્તી કોમને દુન્યામાં જીવતી રાખવા તમો જ્યાં લઇ જાઓ ત્યાં જવા અને ગમે તેવું દુઃખ સહન કરવા——

**સર્વે**—હમો સર્વે તૈયાર છીએ.

**નૈર્યોસંગ**—શાબાશ ! ધન્ય છે તમારી ધર્મ તરફની વફાદારી ને ફીદાગીરીપર !

**બહેન**—બેરાદરો ઇરાન સરઝમીને હઝારો વરસ આપણને ઉદારી આશરો આપ્યોછ એટલે માદર વતનથી જુદાં પડતાં આપણી આંખમાંથી આંસુ વરસી રહયાંછ. ઇરાન, માદર વતન ઇરાન, તારી ઝમીનપર હમારા પાક પવિત્ર મઝહબનો પાયો નખાયોછ. તારી ઝમીનપર હમારા અશો પયગમ્બર જરાથુસ્ત્ર સાહેબનો જન્મ નોંધાયોછ. તારી ઝમીનપર હમારા ધર્મના આતશને, નુરી કેબલાને પહેલ વહેલો તખ્તનશીન કરવામાં આયોછ એટલે આ ઝમીન હમોને જાન કરતાં વહાલી છે. ઓ માદર વતન તારૂં શું થશે ?

**ભાઇ**—માદર વતનની આબાદીના દીનો ખતમ થયલા જણાય છે એટલેજ ઓ ઇરાનસરઝમીન તું હમોપર, તારી ઝમીનપર ઉછરેલા જરથોસ્તીઓ પર હદબહાર ઝુલ્મ ગુજારી તેમને બાપીકા વતનમાંથી હાંકી કાઢવા તૈયાર થયું છે. પરમુલ્કની, પરમઝહબની કોમ સાથ તેં સગાઇનો ગાંઠ જોડયો છે પણ યાદ રાખજે ઇરાન સરઝમીન કે ઝાલ, રૂસ્તમ, કએખુશરૂ, ફરેદુન, નોશીરવાન જેવા નરો હવે પછીના અનેક ઝમાનાઓ સુધી તું પેદા કરી શકશે નહિ. ઝોહાક, અફ્રાસીઆબ જેવા

પરકોમના પાદશાહો તારી પર રાજ કરશે, તુંને તારાજ કરશે, મોહતાજ કરશે. ત્યારેજ હા, ત્યારેજ તું ઝારઝાર રડી જરથોસ્તી શહેનશાહતના અય્યામને યાદ કરશે.

**એક રૈયત**—બીરાદર તમો કહો છો તે બરહક કહો છો. હમો ઇરાનીઓ પારકા મુલકમાં જ્યાં હમારો ધમ પાલવાની છુટ મળશે ત્યાં જઇ વસશું, તેને હમારૂં વતન બનાવશું, તે ઝમીનને આબાદ કરશું. તેનું નીમક ખાઇ હલાલ કરશું, પણ ઇરાનસરઝમીનમાં પાછા ફરવાનો વિચાર નહીં કરશું, કદી નહિ કરશું.

**રોશન**—બીરાદરો એમ ના બોલો. વતન તરફ એટલા ઘાતકી બેરહમ ના બનો. ઇરાન આપણી માદર ઝમીન છે, અને જેટલા આપણે નિરાધાર છઇએ, તેટલીજ તે આજે નિરાધાર બની ગઇ છે, તેની તરફ દયાની નજરથી જુઓ. ઇરાન આપણું બાપીકું વતન છે, તેની તરફ માનની નજરથી જુઓ, તેની તરફ આભારની, મહોબતની લાગણીની નજર નાખી તેનેથી છુટા પડો, કે જેથી આપણા નેઆગાનો, આપણા પહેલવાનો, આપણા અશો રૂવાનો ખુશ થાય ને તેઓના રૂડા આશીષ મેળવી આપણે પરવતનમાં જઇ વસીએ ને આબાદ થઇએ. ઓ વહાલાં વતન હમોને માફ કરજે! તું હમેશ સુખી રહેજે.

**નૈર્યોસંગ**—બીરાદરો, આ બહેન કહે છે તે ખરૂં છે, માદર વતનને છેલ્લી સલામ કરી પરવરદેગારનું નામ દઇ વહાણપર સવાર થઇએ કે આપણી ઔલાદ માટે આપણે જે હાડમારી ખમી રહયા છૈયે જે ઝહેમત ઉઠાવી રહયા છૈયે તેનુ રૂડું ફળ તેઓ મેળવવા પામે અને જરથોસ્તીઓ પારકી ધરતી પર અસલ જેવી નામના ને જાહોજલાલી મેળવી શકે, અને ઇરાન વતન પોતે પણ સુખનો દિવસ જલ્દી જોયે.

### ગાયન

ફરઝંદ મારા, ભૂલતાંનાં વતન
દુઃખ સુખમાં બી ભૂલતાંનાં વતન,
દીન ધર્મને યાદ રાખી રોજ કરજો બંદગી,
દીન ઇમાન દિલમાં ધરી, કરજો સફળ તમ જીંદગી.
એવી મારી દુવા.—ભૂલતાનાં વતન.
હઝારો સાલ રહયા હમે, માદરવતનની ગોદમાં
હડસેલી કાઢયા દુશ્મને, માટે જઇએચ પરદેશમાં.
જેવી મરજી ખુદા.—ભૂલતાનાં વતન.
જાહોજલાલી કિરતી કોમે મેળવી ઇરાનમાં,
તારાજ ને મહોતાજ બની જઇએચ પરદેશની શોધમાં.
રાખજો, હમપર માયા.—ભૂલતાનાં વતન.

(સર્વે વહાણ ઉપર ચહડી બેસે છે.)

## ઇરાન વતનથી નીકળતાં નૈર્યોસંગનું રૂદન.

---

### ગાયન.

વતન હમનાં વાહલાં, ઓ ઇરાને પાક,
પડીછ જ્યાં હમારાં નેઆગાનની ખાક;
ભુમી જ્યાં જનમ્યા, જરથોસ્ત સ્પેન્તમાન,
કે થઈ જેથી રોશન સરાસર જેહાંન.
પડી કેમ કીર્તી, તું થઈ કેમ ફના
સીહા તુજનો દી કેમ, રોશની વના?
મુખ તુજનું હસ્તું, થયું આસુંભર,
પડયાં દુખના ઝાડો, તુજના સર ઉપર.
અફસોસ, પાક ઇરાન, અફસોસ સદહઝાર,
ડુબ્યો તુજનો ખુરશીદ, થયો અંધકાર.

સાચ્ચે શું ઉપાયો, કે ઝુલ્મે ઝમાન,
તુજની ગોદમાં હમને ન રાખે અમાન.
લગાડયો તુજ નામને અરબે કલંક
તુજની ગોદમાં થઈ છે જગા હમની તંગ.
આવ્યો છે આખેર જુદાઇનો વખત
ધ્રુજેછ શીયાલુ ફુંકથી આ બાગના દરખ્ત
હીણુ ભાગ્ય હમોને, અય ઇરાને પાક
નઝર તુજથી દુર કરતાં થાય સીનું ચાક.
ઓ આબ, ઓ પવન, ને ઓ પર્વતને ખાક
સલામ દેજે માદરને—ઇરાને પાક.
કહો હમ વતનને કે રાખે સદા
તને સુખને ચેનમાં તે રેહમી ખુદા.
દુખી ના થતી જોઇ હમારી સફર
કે હિંદ દેશ તરફ હમો કરયેછ નઝર.
કરશું તુજની યાદમાં એક રોશન મુકામ
રાખશું તુજની યાદમાં ઇરાનશાહનું નામ.

( દી. જી. ઇરાની. )

ઇરાન, તુંને છેલ્લી સલામ !

[સર્વે એકમેકને ભેટે છે. "માદર વતન ઇરાન છેલ્લી સલામ" વીગેરે બુમો વચ્ચે દિલગીરીને રડતા ચહેરા સાથ વહાણો ઉપડે છે. કીનારાપર ઉભેલાં રડે છે. "ઇરાન માફ કરજે, વતન, વતન ક્યારે મળશું" "સુખી રહેજો" વીગેરે બુમો વચ્ચે વહાણો ઉપડે છે].

ડ્રોપ.

—:o:—




દસ્તુર નૈર્યોસંગ ધવલની આગેવાની હેઠળ ઇરાનીઓ ઓરમઝદ ટાપુ પરથી ઉપડી હિંદુસ્તાન માટે હંકારે છે.

## અંક ત્રીજો—સીન પહેલો.

---

[ દીવ બંદરનો કીનારો. તુફાની દરીયો. કીનારાપર કોલીઓને તેમની બાયડીઓ તુફાની દરીયો શાંત કરવાનું ગીત ગાય છે. ]

### ગાયન.

મહાસાગર, મહાસાગર, ધીરા પડો
મહાસાગર કાં એટલા રીસે ભરો,
નોરા માજા દારૂ તાડી ઓટે
નોરા માજા દરીયામાં માછલાં પકડે.—ટેક.
બાયકો માજી નવીન કસી રૂપાલી હય
બાયકો માજી બુઢ્ઢી, વઢકણી લઇ હય.
સાંગતો તુલા અસી ગોશટી કરૂ નકા
માંરૂ લપડાક, લાગેલ રડાયલા.—ટેક.
દારૂ તાડી ઓટુન, મી ઘરમે ઝોપું
બાયકોલા માછલાંચા બેપાર સોપું—ટેક.

[ બધાં જાય છે. આસમાનપર વાદળાંઓમાંથી હિંદ માતા હાથમાં ત્રિશુલ સાથે દેખાવ દે છે. પછવાડેથી બે દેવીઓ વાદળાંમાં દેખાવ દે છે. ]

**હિંદ માતા**—( હસતાં ) આહા ! મહાસાગર આજે બહુ આનંદમાં જણાય છે. હિંદુસ્તાનના કીનારાપર એક નવી પરદેશી પ્રજા જાથુકના વસવાટ માટે પગ મુકનાર છે. તેને વધાવવા, પોતાની ખુશાલી પ્રદર્શીત કરવા, તેમને અભીનંદન આપવા, પાણીનાં મોજાઓ એકમેક સાથ હરીફાઇ કરતાં જણાય છે. ખરેજ ! હિંદ દેશ આજે તારાં ભાગ્યનો ઉદય થનાર છે. ( બે દેવીઓ વાદળાંમાં જણાય છે. )

દેવી ૧—માતાજી આજે તમોએ આ ત્રિશુલ હાથમાં ધર્યું છે તેનું કારણ શું ?

દેવી ૨—હિંદ માતા ! તમારાં બાળકો તો બે છે. એક હિંદુ ને બીજા મુસલમાન, તો પછી આ ત્રણ જાતિઓ બતાવનારૂં ત્રિશુલ તમોએ કેમ હાથમાં લીધું છે ?

હિંદ માતા—દેવીઓ, હિંદ માતાને ત્યાં આજે મહેમાન આવનાર છે માટે હર્ષીત બનો. આ ત્રિશુલ હવે સદાને માટે હું ધારણ કરીશ, કારણ હવે બે નહિ પણ ત્રણ બાળકોની હું માતા છું. હિંદુ, મુસલમાન ને પારસી. જુઓ સામેથી પારસી કોમનો એક નાનો સમુહ, પોતાની માતૃ ભુમી ઇરાન છોડી આપણી તરફ પધારે છે, તેમને હું મારાં એક વધુ બચ્ચાં તરીકે ધારણ કરનાર છું. તેમનું વતન હવે હિંદુસ્તાન થશે. માટેજ હું તેમને અભીનંદન દેવા અહિંયાં હાજર થઇ છું.

દેવી ૧—માતાજી આ પારસી કોમ કોણ છે ? અને તે માતૃ ભુમી છોડી આટલે દુર હિંદમાં આવી વસવાની અભિલાષા કેમ ધરાવે છે ?

હિંદમાતા—આ પારસી ઇરાની કોમ અત્યાર અગાઉની દુન્યામાં બહુ પ્રસિદ્ધ છે. આપણી પોતાની આરયન પ્રજાનો એક ભાગ છે. ચઢતી પડતીના દુન્યાના કાનુન મુજબ તેઓ પોતાની પાદશાહી ખોઇ બેઠા છે, અને ધર્મનું છુટાપણું ઇરાન દેશમાં તેમને નહિ મળવાથી તેઓ પોતાનાં ધર્મની જાળવણી અર્થે અનેક વીટંબણાં વેઠી નાની સંખ્યામાં આ તરફ આવતા જણાય છે.

દેવી—માતાજી એક નાની કોમ આપણી હિંદુ મુસલીમોની કરોડોની વસ્તીમાં શુ કરી શકશે ? તેઓ ધઉંમાં કાંકરાની પેઠે અદ્રશ્ય થઇ જશે તો તેવી એક કોમ માટે તમો આટલો ઉત્સાહ કેમ બતાવો છો ?

**હિંદ માતા**—દેવીઓ, આ કોમની સંખ્યા થોડી છે ને થોડીજ રહેશે પણ તે હિંદ ભુમિને નવી શક્તિ આપશે. ઇરાની લોહી ધરાવનારી આ નાની કોમ હિંદનો ઉધ્ધાર કરવામાં મોટી મદદ કરશે. આપણું નીમક ખાઇ તે નીમક હલાલ કરશે એવી મારી ખાત્રી છે માટેજ તેમને આશરો આપવા, આવકાર આપવા હું હાજર થઇ છું.

( જરથોસ્ત સાહેબનું ચિત્ર ).

દેવીઓ, જુઓ જે જરથોસ્તી ધર્મ આ પારસી કોમ માને છે તે ધર્મનો સ્થાપનાર, તેઓનો પયગમ્બર જરથોસ્ત, તેઓના અહિં આવતા કાફલાની રખેવાળીકરતો માલમ પડે છે. દેવીઓ, જુઓ કે તેઓ, કશી પણ આશા વગર, કશાં પણ સાધન વગર, કશાં પણ સુખ, ચેન, ધન, દોલતની લાલચ વગર, ફક્ત ધર્મના રક્ષા માટે આ સાહસ ઉઠાવી રહયાં છે તો તે કાંઇ જેવો તેવો સ્વભોગ ગણાય નહિ. જે પ્રજા પોતાના ધર્મ માટે આવી રીતે અચળ રહે તેનો જગતમાં જરૂર ઉધ્ધાર થાય છે, પછી તે ગમે એ ધર્મ હોય.

**દેવી ૨**—માતાજી, તમો કહો છો કે આ કોમ હિંદનો ઉધ્ધાર કરશે તો તે કઇ રીતે આ કઠણ કાર્ય ફળીભૂત કરશે? હમોને નહિ સમજાવો?

(સર જમશેદજી જીજીભાઇ પહેલા બારોનેટની છબી.)

**હિંદ માતા**—દેવીઓ જુઓ. હિંદ ભુમીપર સેંકડો વરસ પછી જન્મ લેનાર પારસી કોમનો આ વીર નર, સખાવતમાં શુરો, પરદુઃખભંજન, પરોપકારી નર, ગરીબ પારસી કુટુંબમાં જન્મ લઇ, જાતી મહેનતથી દોલત વધારી, દેશ પરદેશમાં બાદશાહી સખાવતો કરી હિંદનું નામ, પારસી કોમનું નામ, વિખ્યાતીના ઉંચ શીખરે લઇ જશે. દરેક પ્રજાને સખાવતનો માર્ગ દેખાડી અમર કિર્તી મુકી જશે.

(દાદાભાઇ નવરોજીની છબી.)

**દેવી ૧**—આ કોણ?

**હિંદ માતા**—આ હિંદનો હવે પછીનો ભાવી સેવક, હિંદની નીરાધાર સ્થિતી દુન્યાને બતાવી આપનાર, અને હિંદની રાજદ્વારી સ્થિતી સુધારવાની હામ ભીડનાર, લોકરક્ષી નર, સેંકડો વરસ પછી હિંદમાં પારસી કુટુંબમાં જન્મ લેશે. હિંદનો એ દાદો કહેવાશે અને હિંદ માતૃભુમીનો સૌથી સાચો સેવક નિવડશે. તે હિંદના ઉધ્ધાર માટે સ્વભોગ આપી લડશે. નિંદ્રાધીન હિંદમાં રાજદ્વારી જાગૃતી હિંદુ મુસલીમ પ્રજામાં ઉત્પન કરશે. પરદેશીઓ જેઓ હિંદનો કારોબાર ધરાવતા હશે તેમની પાસે હિંદ માટે સ્વરાજની એ પહેલવહેલી માંગણી કરશે. પણ તે ફળીભુત કરવાનું મહાન કાર્ય દેવીઓ,

(ગાંધીજીની છબી.)

જુઓ, આ હિંદનો પોતાનો આર્ય પુત્ર, આ મહાત્મા પુરૂં કરશે. હિંદને પોતાનું સ્વમાન જાળવતાં શીખવશે અને હિંદને સ્વતંત્રતાના પગથીયાંપર મુકી આપશે.

(સર ફીરોઝશાહ મહેતાની છબી.)

**દેવી ૨**—આ કોણ?

**હિંદ માતા**—આ મહાન વ્યકિત, હિંદુસ્તાનમાં, સિંહની ગર્જનાથી હવે પછી સર્વેને ધ્રુજાવનાર સૈકાઓ પછી એક પારસી તરીકે જન્મી, હિંદની સેવા બજાવશે. સ્થાનીક સ્વરાજ્યનો પાયો મજબુત કરનાર આ નર, હિંદની રાજદ્વારી સ્થિતિ વધારવા, સુધારવા, પોતાની સમગ્ર શક્તિનો વ્યય કરશે. હિંદુ અને મુસલીમ પ્રજાને રાજદ્વારી હીલચાલમાં બહાર પાડવા બનતું કરશે.

(જમશેદજી તાતાની છબી.)

**દેવી ૧**—માતાજી, આ નર શું કરશે?

**હિંદ માતા**—દેવીઓ, આ હિંદનો સાચો સેવક, હિંદમાં ઉદ્યોગ હુનરનો પીતા, એજ પારસી કોમમાં અવતરશે, હિંદની આર્થીક સ્થિતિ સુધારવા, હિંદની ઉદયોગીક સ્થિતી મોટા પાયાપર વધારવા, તે માટેની શોધખોળ કરવાનું માન આ પારસીને ફાલે જશે. લાખો ગરીબોને રોજીનું સાધન તે પુરૂં પાડશે. કરોડોની થાપણ ઉદયોગ હુન્નરમાં રોકવાની સરળતા કરશે. હિંદની આર્થીક સ્થિતી આ મહાન પુરૂષ સુધારશે. પોતાનાં ફળદ્રુપ ભેજાંમાંથી અનેક ઉદયોગીક યોજના હિંદના ભલાં માટે તે રજુ કરશે. દેવીઓ, જે કોમ આવા વીર નરો પેદા કરવાની શક્તિ ધરાવતી હોય, તે કોમને તેની મુશ્કેલીના વખતમાં સહાય થઇ તેમની માતા થઇ રહેવાની હું મારી ફરજ સમજું છું. મારાં બે બાળકો સાથ આ ત્રીજાં બાળકને પણ હું પાળીશ. મારાં હડામાં તેમને પણ હિંદુ મુસલમીન વીગેરે કોમો સાથે સ્થાન આપીશ.

**દેવીઓ**—માતાજી તમારી આશા પ્રભુ ફળીભૂત કરો. તથાસ્તુ.

(અદ્રશ્ય થઇ જાય છે.)

**હિંદ માતા**—ઓ મહાસાગર! હવે તું શાંત થા. તારાં મોજાંઓને પણ શાંતિની નિંદમાં સુવાની રજા આપ, અને જે પારસીઓનો કાફલો આજે હિંદના કીનારાપર લંગર નાખવાની કોશેશ કરી રહયો છે, તેમને કીનારે ઉતરવાની સવળતા કરી આપ. તથાસ્તુ.

( અદ્રશ્ય થઇ જાય છે.)

( દરીયો શાન્ત થાય છે. )

[ દીવ બંદરે ઇરાનીઓ વહાણમાંથી ઉતરે છે. ]

**એકજણ**—બીરાદર આપણે કહાં ઉતર્યા?

**બીજો**—ખુદાને ખબર, આ કયું બંદર છે ને કોણ મુલક છે.

**ત્રીજો**—આ કીનારો તો ઠીક માલમ પડે છે, પણ નજદીકમાં વસ્તી બીલકુલ જણાતી નથી.

**નેર્યોસંગ**—બીરાદરો, આ હિંદુસ્તાનનું દીવ બંદર છે. આપણે હાલ તુરત અહિયાં થોભીશું. અહિંયાંથી સંજાણ બહુ દુર નથી, જ્યાં જાદવરાણા નામે મહારાજા રાજ્ય કરે છે.

**એકજણ**—આપણે અહિંયાં ગુજરાનનાં સાધન કેમ મેળવશું?

**નેર્યોસંગ**—બીરાદરો, આ હિંદુસ્તાનના વસવાટ દરમ્યાન આપણા ગુજરાનનાં સાધન માટે આપણને પરકોમના શખ્સો સાથ હરીફાઇમાં ઉતરવું પડશે; હમેશ તેમની સાથ પ્રમાણીકપણે વરતજો, સભ્યતા દેખાડજો, સાહસીક બનજો. તમારા સંસારી રાહરસમોને વળગી રહેજો, તમારી ધર્મ ક્રિયાઓ ચાલુ રાખજો, ટુકમાં જરથોસ્તીઓ, મારા બસ્તેકુશ્તીઆનો તમો જ્યાંબી હો ત્યાં તમારૂં જરથોસ્તીપણું કાયમ માટે જાળવી રાખજો.

**બુઢ્ઢો ઇરાની**--શાબાશ નર્યોસંગ દસ્તુર શાબાશ.

**નેર્યોસંગ**--બીરાદરો તમારૂં જરથોસ્તીપણું તમોને દુન્યાની કરોડોની વસ્તીમાં ભેલાઇ જતા, નાબુદ થતા અટકાવશે, તમારૂં જરથોસ્તીપણું તમોને એક કોમ દાખલ બીજી કોમોથી અલગ રાખશે, કાયમ રાખશે. જે ધરતી તમોને આશરો આપે તેનુ નીમક ખાઇ તે હલાલ કરજો, ને જરૂર પડે તો જાન આપજો, મારા બીરાદરો ફરીથી કહું છું કે તમારી ભવિષ્યની કિર્તિ, જાહોજલાલી, તમારી આબાદીને હસ્તીનો આધાર તમારાં જરથોસ્તીપણાં પર, તમારી અસલ ઇરાની ખાસીયત ઉપર રહેશે એ ખુબ યાદ રાખજો.

**બુઢ્ઢો ઇરાની**—નેર્યોસંગ ખરેજ હમારાં ખુશનસીબ છે કે તું જેવો ભણેલો કાબેલ દસ્તુર હમારી રાહબરી કરી રહયો છે.

**નેર્યોસંગ**—ચાલો બીરાદરો વતનને યાદ કરી સર્વે આરામ ફરમાવો.

## સીન બીજો.

[ઓરડામાંથી અસફંદીયાર, ગુલેસ્તાન, પીરોજા વીગેરે હળવે હળવે બહાર આવે છે, તેવામાં ગુલનાર કાકી દાખલ થાય છે.]

**ગુલનાર કાકી**—કાં ગીયો પેલો મુઓ નોકર? મુવાએ મને તડકાંમાં રખડાવી હોસ્પીટલમાં મોકલી ને ત્યાં તો કોઇ મલે નહીં. મુવો જો મલે તો મુવાની માથાની તાલકી ફોડી નાખું.

**સર્વે**—આય કોણ?

**ગુલનાર**—(સલામતને જોઇને) આયજ મુવો (છત્રીએ મારે છે.) મુવા કાં છે તારો શેઠ બતાવ. હું ભુખી તરસી સવારની દોડયા કરૂંછ. તારો શેઠ કયાં ભરાયોછ તે બતાવ નહિ તો મુવાની ચામડી ઉતારી નાખશ.

**અસફંદીયાર**—ડોસાં કોણને પુછોછ?

**ગુલનાર**—લેવ! હું બુઢ્ઢી ડોશી ને એ મુવો જુવાન સહાઠ વરસનો બુચો!

**સલામત**—બીચારી કાઇ પાગલ લાગેછ.

**પીરોજા**—મને લાગેછ કે હોસ્પીટલમાંથી બીચારાં ડોસાં નાસી આયાંછ. માયરે! મને તો બા બીક લાગેછ.

**ગુલનાર**—તે હું શું તુંને ખાઉંછ કરહુંછ? એ મુવાઓની વાતમાં પેલા દુકતાને ભુલી ગેઇ. એ કાં ભરાયો હોશે?

(એમ તેમ જોય છે. કએખુશરો ભરાતો ફરે છે.)

**ગુલેસ્તાન**—જરા ધીરાં પરો માય. તમે કોણને પુછોછ?

**ગુલનાર**—આય કોઇ અસરાફનું ફરજંદ લાગેછ ખરૂં. હું મારા ભત્રીજા કએખુશરોની કાકી થાઉંછ ને એ જીભરૂંને મલવા આવીછ.

**સવે**—કએખુશરોની કાકી !

**ગુલનાર**—હું ! બાવા, કાકી, ગુલનાર કાકી મારૂં નામ ને મારા કએખુશરોની શેહાદી કરવા આવીછ.

**પીરોજા**—પણ કએખુશરોનાં કાકી તો કયારનાં આવી ગીયાં?

**ગુલનાર**—એ વળી નવી કાકી કાંહથી પેદા થઇ જોઉં તો ખરી ?

(ખુશરો હાથમાં ખંજર સાથ દાખલ થાય છે.)

**ખુશરો**—બસ નહીં ખમાતું, મારી ને મરૂં; એ બન્ને પાપીઓને આજે જીવથી મારી હું આપઘાત કરૂં, પણ આય બધાનો જમેલો કાંય અહીં ભેગો થયોછ! છુપઇને સાંભળું તો ખરો.

**પીરોજા**—કએખુશરો બોલની બહાર આવની. તારાં તો એકજ કાકી હતાં તે બે કેમ થઇ ગયાં ?

**અસફંદીયાર**—કએખુશરો આ જુવાન ને બુઢ્ઢાં બૈરાંઓમાં ખરાં કાકી કોણ તે બોલો બાવા.

**કએખુશરો**—જરા થોભો. મને જરા યાદ કરવા દેઓ કે મારાં કેટલાં કાકી હતાં.

**ગુલનાર**—અરે તું વાંકો વગેરે છોકરા ! આ નવી કાકી કયાંથી ઉંચકી લાયો ? જોઉં તો ખરી, કાં છે તારી બીજી કાકી ?

**અસફંદીયાર**—આય શું અહિયાં ઉભાછ. હું એમ પુછું પીરોજા, કે આપણે બધાં બોલ્યેછ ને જુવાન કાકીનો તો સાદ સંભલાતોજ નથી. એને પુછોની ?

**ખુશરો**—કોણ ? મારી ગુલેસ્તાન ! કએખુશરોની જુવાન કાકી બનીછ ! અરરર તારે આય તો કોઇ ફારસનો ભાગ ચાલેછ, ને ગુલેસ્તાને કાકીનો ભાગ લીધેલો લાગેછ.

**અસફંદીયાર**—પીરોજા, મેં તો પહેલેથીજ ધાર્યુંતું કે આય તારો પસંદ કીધેલો શોહર તદન રદ બાતલ છે.

**ખુશરો**—રદબાતલ શું ! તદ્દન સડેલું વાજું છે, પણ આય લોકો નાટકનો ભાગ ભજવેછ કે ખરેખર કંઇ ઘોંટાલો છે ?

( કએખુશરો ને સલામત આપસમાં વાત કરે છે.)

**ગુલનાર**—એ પેલાં બે નસાબંદાઓ તાંહ શું નવાં પાટીયાં ગોઠવેછ ? આય મુવા નોકરે સવારે મને બનાવીને કહાડી કે મારો કએખુશરો દુશ્મન તો હોસ્પીટલમાં પડયોછ. હું હાંફતી હાંફતી તાંહ ગેઇ તો મુવા ત્યાં તો મારી મશ્કરી કરવા લાગા ને બેઇજ્જત થઇ પાછી આવી તો અહિયાંબી તેવાજ ભવાટા છે. આગ લાગે તારા ઘેરને બારને, સુન્નાં જેવું મારૂં ગામ મુકીને અહિયાં શેહાદી કરવા આવી.

**ખુશરો**—અરે આ ઉમરે બુઠ્ઠી પરણવા માંગેછ !

**અસફંદીયાર**—પીરોજા સમજેછ કે ? આ ઉમરે તારાં કાકી સાસુ લગન કરવા અહિયાં આવ્યાંછ. કોણ એને પસંદ કરશે ?

**પીરોજા**—પણ હવે આ બુઠ્ઠી ગુલનાર કાકીને કએખુશરો કાંય નહિ કોટી કરતો ?

**ખુશરો**—પણ સબર ગુલકાકી તો મારા કાકીનું નામ છે પણ આય કંઇ તેવણ નથી.

**પીરોજા**—કાકાજી મને લાગેછ કે કએખુશરોનાં પાણી મુવેલાં છે.

**અસફંદીયાર**—મેં તો તુંને પહેલેથી કહેલું કે પોરીઓ મવાલી છે, તદ્દન રદ બાતલ છે, આય નવી જુવાન બૈરીને આપુને બનાવવા કાકી તરીકે ઠેસવીછ.

**પીરોજા**—મનેબી એમજ લાગેછ, મુવા શેઠ ને નોકર બેઉ લફંગા છે.

**સલામત**—વાહરે ઝમાના ! આટલી ભલાઇ કીધી, શેઠની નીમકહલાલીથી નોકરી કીધી, છતાં હું લફંગો ! છે મારી કોઇ જોડી ?

**અસફંદીયાર**--(બાજુમાં) આ નવી બુઢ્ઢી કાકી કાંથી ફુટી નિકલી ! હું વગર ફોકટનો લટકી ગયો.

**ખુશરો**—લેઓ આ વળી બીજો મદારી છે. એ મારી બૈરીને છોડાવી જવા માંગેછ, હવે ભરાઇ રહેવામાં સાર નહિ, આ ખંજરની બીક આપીને કએખુશરો તથા તેના નોકર પાસે ખરો ખુલાસો મેલવું (બહાર આવે છે.)

**ગુલેસ્તાન**—કોણ મારો ખુશરો ! જાને મન, જીગરે મન.

**ખુશરો**—બેહયા, બેવફા છોકરી, પારકા મરદના પાંસામાં આખો દિવસ બેસી પકડાઇ જવાથી સ્ત્રી ચરીત્ર બતાવી તારૂં પાપ છુપાવવા જાન ને જીગર કરી પુકારેછ, નહીં?

**અસફંદીયાર**--અરે ત્યારે તો આ બન્ને રદબાતલ સડો માલમ પડેછ ! સારૂં થયું હું બચી ગયો ને શેહાદીની માંગણીમાં ઢીલ કીધી.

**સલામત**--ને કીધી હતે તો જરૂર તુંને બાસડાંનો માર પડતે.

**ખુશરો**—કએખુશરો હું તો તમુને પહેલેથીજ રદબાતલ, સડેલાં વાજાં તરીકે જાણતો હતો ને આજના તમારા કામ પછી મારૂં તે મત તદન ખરૂં પડયુંછ. હું એક બે ને ત્રણ બોલી મારી આબરૂનો જવાબ માંગુ તે પહેલાં તમારે કાંઇ ખુલાસો કરવો હોય તો કરો.

**કએખુશરો**—જી.........

**અસફંદીયાર**--હું મારી ભત્રીજીની આબરૂનો જવાબ લેવા ઉભોછ તેબી નોંધી લેઓ, એક બે ત્રણ...........

**ગુલનાર**--એ આય બધું શું થાયછ તે તો જરા મને કોઇ સમજાવો.

**અસફંદીયાર**--અરે તુ મુગી મરની ! તેં તો આવીને બધી મારી ગણતરી ઉંધી વાલી, બે દિવસ મોડી કાંઇ નહિ આવી મુઇ.

**ગુલેસ્તાન**--મારા વ્હાલા ખુશરો ઉશ્કેરાઈ ના જાઓ, કએખુશરો તદ્દન નિર્દોષ છે, હું ખુલાસો કરૂં.

**અસફંદીયાર**—લેઓ કએખુશરો નિર્દોષ છે! ને એવણ તેવણની વકીલાત કરવા બહાર પડેછ. બન્ને રદ્દ બાતલ લાગેછ. છોકરી મને નહિ ખબર કે તારામાં એટલાં બધાં પાખંડ છે, ચાલો મારાં નસીબ સારાં કે આપણે બચ્યા નહિ તો છુટાછેડા લેવા પડતે ને આબરૂ જતે તે તો જુદી.

**કએખુશરો**--વાત એમ બની કે સવારના પાસેના ખુશરો ઓફીસમાં ગયા ત્યારે ઘેરનું બારણું અંદરથી બંધ થઈ ગયું ને ગુલેસ્તાનબાનુ બહાર રહી ગયાં. એક ગ્રહસ્થ તરીકે મેં મારા ઓરડામાં આશરો આપ્યો તેવામાં મારાં અદ્દરાયલાં મોહરદાર ને કાકાજી આવી લાગ્યાં, તેઓ એક પારકી ઓરતને મારા ઓરડામાં જોઈ હલકું વિચારે ને કદાચ કાજ તોડી નાંખે તેથી ગુલેસ્તાનને મારાં કાકી તરીકે ઓળખાવી, મામલો નીભાવી લેવા કોશેષ કીધી, પછી ખરાં કાકીએ આવી ભાંગરો ફોડી નાંખ્યો ને સારાં નસીબે આ ઘોંટાળાનો અંજામ આવ્યો.

**સર્વે**—એમ છે?

**કએખુશરો**—હા મારા માનવંતા ખરી હકીકત એમ છે.

**સલામત**--ને હુંબી મારા શેઠના બોલને ટેકો આપુ છું ને કહુંછ કે સાચ્ચી હકીકત એમ છે.

**ગુલનાર**—મુવા તું તો મરીજ રહેજે. તેંજ મને બનાવીને મોકલી. તારો તો હું બરાબર ઘાટ ઘડુંછ.

**અસફંદીયાર**—ચાલો જો એમજ છે તો સૌ સારૂં તેનું છેવટ સારૂં.

**કએખુશરો**—(બાજુમાં) કાકાજી તમારો વિચાર મારા કાકાજી થવાનો હોય તો કાકીજી સાથે વાત છેડું?

**અસફંદીયાર**--હવે મુંગો મરી રહેછ કે નહિ? પીરોજા કેમ શું વિચાર છે! એ રદ બાતલ સાથની સગાઇ તોડવી છે કે રાખવી છે?

**ગુલેસ્તાન**--નહિ બેન પીરોજા, મારી તો સલાહ છે કે ભાઇ કએખુશરો સાથના તમારાં લગન થવાં જોઇએ, એ ભાઇ તમોને ખરાં હેતથી ચાહેછ, હું ધારૂંછ કે તમારો સંસાર જરૂર સુખી જશે.

**કએખુશરો**—( બાજુમાં ) હં હં સલામત, સાંભલી મારી સરટીફીકેટ ?

**સલામત**--હા. ખરા દિલની ખુશાલીથી સાંભલી શેઠ, સુખી રહેવો. છે એની કોઇ જોડી?

**અસફંદીયાર**—જ્યારે તમો સર્વેની મરજી છે તો ચાલો કાલે ચાર ચોખા છાંટી દઇ પીરોજાને કએખુશરો સાથે પરણાવી આપું.

**કએખુશરો**—(બાજુમાં) ને કાકાજી તમે?

**અસફંદીયાર**--( બાજુમાં) કેમ પોર્યા નહી માનતો? પીર મર્દની મશ્કેરી કરતાં શરમ નહી આવતી? હવે આ ઉમરે પાછો શેહાદી કરૂં તે કાંઇ શોભે!



## સીન ત્રીજો.

---

[સંજાનનું મેદાન. ઇરાનીઓ ઝુપડાંમાં રહે છે. થોડા ઇરાનીઓ જણાય છે. દસ્તુર નૈર્યોસંગ પણ છે.]

### ફારસી ગાયન.

નવ બહાર ગશ્ત—દઉરે દય ગોઝશ્ત,
પોર ગોલ ઓ ચમન—ગશ્ત કુહ ઓ દશ્ત.

લાલેરોખ ફરોખ્ત—જાનો દેલ બે સોખ્ત,
હમચુ આતેશે—પાકે ઝરતોહોશ્ત.

નેકબખ્તે ખઝાન—શોદ ઝે ગોલેસતાન,
હમચુ દોરેયે—નગીને તાઝીયાન.

બોલબોલે ચમન—ચંદ દર મેહન,
હમચુ પારસી—દુર અઝ વતન.

દર ખાનેયે—બીગાને ગાન,
ચંદ, યાદ કોન—અઝ આશીઆન.

તા રૂહે ઇરાની—દર જાનો તને માસ્ત,
ઇરાન, વતને મારત—અય પારસીઆન.

મોલકી કે ખાકે આન—બાશદ ઝે ઓસ્તખાને
પાકે નીયાગાન—ઇસનીઆન.

(સ્પેનતા)

(ઉપલું ગીત ગુજરાતીમાં.)

ખીલ્યો છે નવ બહાર—ચમન અને ગુલઝાર,
કરે ફુલો બહાર—થી જાનો દેલ નેસાર.

આપે જીગર ને જાન—થી લાલે ફુલ નેશાન,
ઝરતોશતી કેબ્લે ગાહ—તે પાક આતશદાન.

બદબખ્તી ના ઝમાંને—છોડયું ગુલેસતાન,
નીઠયો ઇરાનથી—ઝુમ્મે બીગાને ગાન.

પણ બુલબુલે ચમન—છુપાયું કઇ કઠણ,
પારસીઓ મીસાલ—છોડીને વતન!
પર મુલ્કમાં અય દોસ્ત—વસો કાંય હજી,
ગયા વતનથી દુર—માલો તુંજ તજી.
જ્યાં સુધી ઇરાની—લોહી દોડે કીયાની,
ઇરાન તમનું વતન—અય પારસીઆન.
જે મુલ્કની ખાકે પાક—આપે ન્યાગાનની યાદ,
તે મુલ્ક તમનું વતન—ઇરાનીઆન!

(દી. જી. ઇરાની.)

**એક પહેલવાન**—ઇરાનથી હિંદુસ્તાન આવ્યાને વીસ વરસ પુરાં થયાં છતાં આપણા દિલની ઉમેદ હજુ પરવરદગારે પાર પાડી નથી. આપણા નુરી કેબલાને તખ્તનશીન કરવા તથા આતશકદેહ બાંધવાનું આપણું વચન હજુ પાર પડયું નથી, તે માટે રાત દિવસ મને વીચાર આવે છે.

**બીજો પહેલવાન**—બીરાદર તું કહેછ તે ખરું છે. દસ્તુર નેર્યોસંગ તમારો શું વિચાર છે? ઇરાનશાહને તખ્તનશીન કરવાનું આપણું વચન ક્યારે પાર પડશે?

**નૈર્યોસંગ**—બીરાદરો ધન્ય છે, તમારા ધર્મ તરફના ભક્તિભાવને, તમારા ઇમાનને. ઓગણીસ વરસ દીવમાં વસી આપણે હાલમાં ગુજરાતના સંજાન શહેરમાં આવી વસ્યા છીયે જ્યાં "જાદવ રાણા" નામે એક હિંદુ રાજકર્તા રાજ કરેછ તેઓ આગળ હમોએ સર્વે હકીકત અત્યાર અગાઉની રજુ કરી છે ને અહિંયાં વસવાટ કરવા માટે તેની રજા પુછાવી છે. ખુદાનું ચાહવું હશે તો પહેલું આતશબહેરામ સંજાનમાંજ સ્થાપી આપણા નુરી કેબલાને તખ્તનશીન કરશું.

**એક**—સાહેબ અત્રેના હિંદુ રાજ તરફથી કાંઇ પેગામ લઇ બે માણસો હાજર થયાં છે ને તમોને મળવા માંગેછ.




સંજાણ શેહરમાં પ્રશાનીઓ ઝુપડાં બાંધી રહેલા છે જ્યાં જાદવ રાણા તરફથી દુધનો હાંડો ભેટ આવે છે.

**નૈર્યોસંગ**—હાજર કરો. (બે હિન્દુઓ હાજર થાય છે.)

**હિંદુ**—આ શહેરના રાજપતિ નામદાર મહારાજા સાહેબ જાદવ રાણાના હુકમથી આ ચીઠ્ઠી ને દુધનો ઘડો હાજર કરૂં છું ને પહોંચ માટે અરજ કરૂં છું.

**નૈર્યોસંગ**—દુધનો છલાછલ ભરેલો હાંડો ને દરબારમાં હાજર થવાનું આમંત્રણ! જરૂર કાંઇ ભેદ છે.

**એક પહેલવાન**—સેંકડો ઇરાનીઓ માટે આટલો નાનો દુધનો હાંડો! એમાંથી કોણ પીશે ને કોણ રાખશે?

**નૈર્યોસંગ**—જરૂર જાદવરાણાને તેનો પ્રધાન બુધ્ધીવાન છે. બીરાદરો, જરથોસ્તીઓની અક્કલ, બુધ્ધીની આ કસોટી છે. (વિચાર કરેછ.)

[ પોતાની આંગળીના વીંટી કાઢી દુધના તામરામાં નાખેછે. ]

ભાઇઓ, આ દુધનો તામરો તમારા મહારાજ સાહેબને હમારી દુવા સલામ સાથ પાછો પુગાડજો ને કહેજો કે દરબારમાં હાજર થવાનું આમંત્રણ હમો સ્વીકારીયે છીયે ને જરૂર હાજર થઇશું.

(હિંદુઓ જાય છે.)

**એક પહેલવાન**—દસ્તુર નૈર્યોસંગ આ દુધના તામરામાં વીંટી નાંખી તમોએ પાછો કાંય મોકલ્યો?

**નૈર્યોસંગ**—બીરાદરો, આ દુધનો તામરો છલાછલ ભરી મહારાજાએ મોકલ્યો એવું આપણને કહેવા કે એના રાજ્યમાં વસ્તી ઘણી છે ને પરદેશીઓ માટે રહેવાને, વેપાર કરવાને કે ગુજરાનનાં સાધન મેળવવાને જરા જગ્યા નથી. માટે આપણે અહિંયાંથી ઉઠાંગરી કરી કોઇ બીજા રાજ્યમાં જવું.

**બીજો**—ને તમોએ વીંટી નાંખી તેનું કારણ?

**નૈર્યોસંગ**—મેં દુધના તામરામાં વીંટી નાખી મોકલી છે કે જેમ એક વીંટીથી કાંઇ દુધ તામરામાંથી છલકાઇ બહાર પડ્યું નથી, તેમ આપણી સંખ્યા એટલી થોડી છે કે જેમ

વીંટી બેમાલુમ તામરામાં બેસી ગઇ છે, તેમ આપણે એની વર્તામાં, એના રાજ્યમાં સમાઇ જશું, ને કંઇ મુશ્કેલી કે અગવડ તેની રૈયતને કે રાજ્યને પહોંચાડશું નહિ.

**એક**—શાબાશ! ધન્ય છે, નૌરોસંગ, તારી અક્કલ હુશીયારીને! આફ્રીન છે તારી દાનેશમંદીને! જરૂર આ તારી બાહોશીથી જાદવરાણાને તેનો પ્રધાન ખુશ થશે, તેની દરબારમાં જરથોસ્તીઓની નામના વધશે, ને જરૂર તે આપણુને આશરો આપી અહિંયાં વસવા માટે દરેક સગવડ કરી આપશે.

## સીન—ચોથો.

[ખુશરોની કાકી દાખલ થાય છે. ખુશરો ને ગુલેસ્તાન વાતમાં બીજી બાજુએ ઉભાં છે, તે વાત કરતાં અંદર જાય છે. બીજા બધા એકમેક સાથ હસીને વાત કરે છે.]

[સલામતની નજર પહેલ વહેલી નવાં આવનાર ખુશરૂનાં કાકી પર પડે છે.................]

**સલામત**—અરે આ કોણ? (આંખો ચોળે છે) તજ, આગળ આવી ગઇ તેજ ડાસી, કએખુશરોની કાકી; પણ કેમ બને! તે તો અહિયાં ઉભોચ (ગુલનાર કાકીને બતાવી) તો એકની બે કાકી કેમ થઇ! શું મારા શેઠની બે કાકી છે? તો એ વાત શેઠ છુપાવી કાંય? શેઠના બે કાકી ભલે ને હોય, પણ શેઠના નસીબમાં બે બૈરી નહી હોય તો ઠીક, આ બીજી કાકીને જોઇ જરૂર પરિજા ને એનો દાધાબલ્યો કાકો મારા શેઠનું ઘર છોડી જશે ને કએખુશરોને વલી પાછું બીજી બૈરીની શોધમાં નીકળવું પડશે. પણ કાંઇ બહાનું કાઢી જો પાછી આ બુઢ્ઢીને અહિયાંથી નહસાડું તો મારા શેઠની આબરૂ રહે. મારો શેઠ પરણ્યા પછી પંદર કાકીનો ભત્રીજો થાય તો પરવા નહી પણ હમણા વધુ કાકીઓ નહી જોઇએ.

[સલામત ખુશરોની કાકીને બાજુમાં લઇ જઇ હળવેથી કહે છે]

**સલામત**—ડોસાં કેમ પાછાં આયાં?

**ગુલકાકી**—લે તે પાછી નહિ આઉં તો કાં જાઉં?

**સલામત**—(બાજુમા) જહાનમમાં.

**ગુલકાકી**—મુવા મને છેતરી ખોટી ઇંધાણી આપી રખડાવી કેમ? ઠીક છે હું તારો બરોબર ઘાટ કરૂંછ.

**સલામત**—હવે કાકીજી ખુદા ખાતર મારા શેઠનો પીછો છોડો, એવણુને હાલ તુરત બીજાં કાકીની જરૂર નથી.

**સલામત**—બીજાં કાકી! અરે મુવા હું તો એની એક પુરી ઓવાઇ નવાઇની કાકી છેઉં.

**સલામત**—(બીચ પાડી) ઓહો ઓવાઇ નવાઇની કાકી છેઉં.

**અસફંદીયાર**—એ આય સલામત ત્યાં કોણુ સાથ ગુફતેગો કરેછ!

**પીરોજા**—આય વળી નવાં ડોસાં કોણ? રખે કએખુશરોનાં ત્રીજાં કાકાં હોય!

**ગુલકાકી**—અરે નારે માય કએખુશરોની હું સિવાય બીજી કોઇ કાકી બી નહિ ને માસી કે ફુઇબી નહિ, હુંજ એની એક પુરી ઓવાઇ નવાઇની કાકી થાઉં.

**સલામત**—(બાજુમાં) લેવ એક અહિંયાં કહેછ કે હું ઓવાઇ નવાઇની, બીજી તાંહ કહેછ કે હું ઓવાઇ નવાઇની. રખે બંને ભાહુતી કાકીઓ હોય! મારા શેઠને કાંઇ પુછવું નહીં પડે, કદાચ નકલી કાકીનો ભાગ ભજવવા બંનેને શાખવી તૈયારબી કીધી હોય!

**પીરોજા**—ડોસાં તમારૂં નામ શું? તમે કોણને પુછોછ?

**ગુલકાકી**—જી વાત એમ છે કે ખશરૂની હું કાકી થાઉંછ, મારૂં નામ ગુલકાકી.

**સર્વે**—ગુલકાકી! (ગુલકાકી ડોકું ધુણાવેછ.)

**અસફંદીયાર**—આય વળી ત્રીજાં કાકી ભત્રીજાને મળવા આયાંછ ! (કૈખશરો તરફ ગુસ્સે થઇ) લુચ્ચા, બદમાસ, પાજી, હરામખોર વળી હમોને ઠગ્યાં ?

**ગુલકાકી**—જુવોની માય, વાત એમ છે કે ખશરૂનું ઘેર શોધવ હું આવી તે આય મુવા મુસલમાન નોકરે મને ખોટી ઇધાણી આપી ગલીએ ગલી રખડાવી થાકવી નાખી, એ મુવાને તો ફાંસી દેઉં તોજ ખરી.

**ગુલનાર કાકી**—એજ મુવાએ મનેબી હયરાન હયરાન કીધી. મુવા બુઢ્ઢાં મનીખોને સતાવતાં શરમ નહિ આવતી ?

**અસફંદીયાર**—(ગુસ્સેથી દાંત કચકચાવી) સલામત !

**સલામત**—(નમનતાઇથી હાથ જોડી) જી હુઝુર.

**અસફંદીયાર**—વળી આ નવી કાકીમાંબી મને તારાં કારસ્તાન જણાયછ, જરૂર કાંઇ દાલમાં કાલું છે. કેમ શેઠીયા (કૈખશરૂ તરફ ફરી) તમે કાંઇ બોલતા નથી, કાકીને ભેટતા નથી? હું એમ પુછું કે નવાં કાકાને તમો કોટી કાંય કરતા નથી ?

**પીરોજા**—કાકાજી એ નોકર અને શેઠ બંને નદ બાતલ છે, હું તો ફસી. (રડે છે)

[ સલામત ને ગુલકાકી આપસમાં વાત કરેછ. ]

**કએખુશરો**—અરે પીરોજા એમ જરાજરામાં તું રડી શાની પડેછ ? હું ખરૂ કહુંછ કે હું આ ડોસાંને બીલકુલ ઓલખતો નથી, એવણુ મારાં કાકી છેજ નહિ. કાકાજી આય તો કોઇ ગલેપડુ કાકી છે તેને કોટી કેમ કરૂં ?

**અસફંદીયાર**—ખરાં કાકી નથી તો નકલી કાકી હમોને ઠગવા તેંજ તૈયાર કીધાં હોશે. જુવાન ગુલેસ્તાનને નકલી કાકી બનાવી કોટી કરતોતો, હવે આ બુઢ્ઢાં કાકીને કોટી કરતાં શરમ લાગેછ કેમ ? ના શરમા, બે કાકીઓને

બગલગીરી કીધી તેમ હવે ત્રીજાં કાકીને પણ હેત પ્રીતથી મલ. બાવા એવણુનેબી રાજી કર, તારી મતલબ કાઢ.

**સલામત**—અસફંદીયાર શેઠ, કાકીને કોટી કરવાનો દરેક ભત્રીજાને જન્મસીધ્ધ હક છે તે તમારાથી ના નહિ પડાય.

**અસફંદીયાર**—(ડોળા કકડાવીં) સલામત તું મુગો મરી નહિ રહેતો કેમ? મારી ખાતરી છે કે આ ભોળા જુવાનને આડે અવળે રસ્તે તુંજ ઉતારેછ. તુંને ઘરમાંથી પહેલાં કાઢવો પડશે.

**સલામત**—(બાજુ) લેઓ હું મારા શેઠને આડે રસ્તે ઉતારૂંછ! હું શેઠની આબરૂ કેમ રાખુંછ તે તો હું ને મારો શેઠજ જાણીએછ. છે હમારી કોઇ જોડી?

**પીરોજા**—કાકાજી, આય ભાકુતી કાકીઓ ઉભી કરવામાં એજ મુવાનો હાથ હોવો જોઇએ, મારો કએખુશરો તો બીલકુલ ભોળો ને નિર્દોષ છે.

**સલામત**—(બાજુમાં) લેવો સમજો કએખુશરો નિર્દોષ છે ને સલામત સૌ કસુરવાર છે, ભલાંની દુન્યાજ ક્યાં છે?

**ગુલકાકી**—(અસફંદીયાર પાસે આવી હાથ પસવારી) બાપા એ આય બધાં કોણ છે? મારો ભત્રીજો કાં છે? તમે તેને ઓલખોછ કે?

**અસફંદીયાર**—(બાજુમાં) બધી ખાટીબટ વાસ મારેછ, દુરજ ઉભી રહેની! ડોસાં, વાત એમ છે કેખશરોનાં તો એકજ કાકી, તે તો ક્યારનાં આયાં, મલ્યાં, ભેટયાં ને નવાં જુનાંબી થઇ ગયાં. જુવો સાંમે ઉભાંછ તે!

**ગુલકાકી**—તો એ કોઇ ઠગારી કાકી હોશે બાવા.

**ગુલનારકાકી**—એઇ ડોસી મોઢું સંભાળીને બોલ, તુંને મારી પરથી ઓવારૂં, ક્યારની દમ મારીને મુગી ઉભી રહીછ. મુઇ

મારા ભત્રીજાને ગલે પડવા આવીછ નીકલ અહિંયાથી. સલામત આ ઠગારીને બહાર કહાઢ.

(ખુશરો ને ગુલેસ્તાન દાખલ થાય છે).

**ખુશરો**—આય વળી ત્યાં બધાં સાથે મળી શું ગુફ્તેગો કરેછ, જોઇયે તો ખરાં (ગુલકાકીને જોઇ) કોણ ! મારાં ગુલ કાકી ! .ઓ કાકીમાય, તમે ક્યારે પધાર્યાં? મને લખ્યુંબી નહિ ? ( કોટી કરેછ ).

**સર્વે**—કોણ? ખશરૂનાં કાકી !

**સલામત**—હા, હવે તમે બધાં મારો ઝહેરની કાકી, કે કોઇ નહિ રહે બાકી. જોયું કે કાકાજી (ખશરૂ ગુલકાકીને કોટી કરેછ તે બતાવીને) આય દરેક ભત્રીજાનો કાકીને કોટી કરવાનો જન્મસીધ્ધ હક !

**ગુલકાકી**—બાવા બોલોની, માય કેહોની કે ગલેપડુ કાકી, કાંઇ વધતી ઓછી રહી ગઇ હોય તો કાઢો ગુલકાકીની સાકી બાકી.

**પીરોજા**—પણ ગુલકાકી તમે ખશરૂનાં કાકી ઉતાં તો કેખશરૂનાં કાકી થાવો એમ કાંય બોલતાં તાં?

**અસફંદીયાર**—અરે પીરોજા હવે મને સમજણ પડી એવણ છે તે "કે" ની સાથે ખશરૂની કાકી બોલે ને આપરે છે તે "કેખશરૂ" ની કાકી સમજ્યે.

**પીરોજા**—અરરરર ત્યારે બધી કચુબર આય "કે" અક્ષરે વાળી.

**સલામત**—કાકાજી તમો હુશીયાર ખરા પણ હવે તમે ગીધારો. અહિંયાં ત્રણ કાકીઓ પોતાના ભત્રીજાઓને સંભાળશે, તમેબી કેથે નજર દોડાવી ઠેકાણે પડી જાવ કે કેખશરૂનાં ચોથાં કાકીજી આવે ને તેને એ ભેટે.

**કએખુશરો**—કાકાજી સલામત કહેછ તે ધ્યાન પુગાડવાજોગ છે.

**અસફંદીયાર**—ચુપ, બુઢ્ઢા માણસ સાથ અદબથી વાત કરતાં શીખો.

**ખુશરો**—ચાલો સૌ સારૂં જેનું સેવટ સારૂં. મારાં ગુલકાકી મને લાંબે વખતે મલ્યાં.

[ખુશરો ગુલકાકીને, કેખશરૂ ગુલનાર કાકીને, પીરોજા ગુલેસ્તાનને કોટી કરેછ. સલામત અસફંદીયારને કોટી કરવા જાયછ તે હડસેલી કાહેછ.]

### ગાયન.

આજે હમે અદરાયા
  કાલે તો હવે પરણવાનાં—

શેહાદીમાં હમને ભુલતા ના
  પરણીને પસ્તાતા ના—ટેક.

સંપથી રહેજો, સુખ બહુ જોજો
  ધરાંપરાં બહુ કરતાં ના—કાલે.

સીધ્ધો સાદો ગ્રહસ્થ બની, ગુજારશ સીધ્ધી જીંદગી,
  બૈરી લાયો કેવી હું, છે તમારી પસંદગી.—ટેક.

દીકરો મારો ડાહયો શ્યાણો, છે કેવો હુશ્યાર,
બૈરી તો ફાંકડી લઈ આયો, સુખી થશે સંસાર,
  કેમ તમારો શું વિચાર?

## સીન પાંચમો.

---

### (જાદવ રાણાનો દરબાર.)

[હિન્દુ દરબારનો દેખાવ.]

**જાદી રાણા**—પ્રધાનજી, આ પરદેશીઓનો નવો ટોળો આપણા રાજ્યમાં વસવા આવ્યો છે તે કોણ છે, ક્યાંથી આવ્યો છે, શા માટે આવ્યો છે, તમોને કાંઇ ખબર મળી?

**પ્રધાન**--હા, મહારાજ હું તેમની પુરી ખબર રાખી રહયો છું, તેમની ઠીક પરીક્ષા કરી રહયો છું. (બે હિંદુઓ દુધના તામરા સાથ હાજર થાય છે.) કેમ શું ખબર લાવ્યા છો? દુધનો ઘડો એઓએ ન રાખ્યો? પાછો કેમ મોકલી આપ્યો? બોલો તમોએ શું જોયું તેનું વર્ણન મહારાજ સનમુખ રજુ કરો.

**હિંદુ**—મહારાજ, આ દુધનો ઘડો જોઇ થોડો વખત તેઓ વિચારમાં પડયા, પછી તેઓમાંના એકે જે વડો ધર્મગુરૂ જેવો જણાતો હતો તેણે પોતાની વીંટી આ ઘડામાં નાંખી અને તે પાછો લઇ જવા હમને હુકમ કર્યો, એટલે હમો તે પાછો લઇ આવ્યા.

**પ્રધાન**—ઠીક. આ પરદેશીઓમાં કોઇ ખરો બુધ્ધીવાન માણસ જણાય છે, કારણ ઘડામાં વીંટી નાખી તેને એવું કહેવાડયું છે કે જેમ વીંટીથી દુધને અલવલ આવી નથી તેમ તેઓના વસવાટથી આપણને બીહવાનું કારણ નથી. તેમને દરબારમાં બોલાવી આપણે તેમની પુરી પરીક્ષા લઇશું, ખાત્રી કરશું ને પછી જવાબ આપશું.

**હિંદુ**—આ પરદેશીઓ. બહુ જોરાવર ને બુધ્ધીશાળી માલમ પડે છે. તેમનો દેખાવ ધાતકી નહિ પણ માયાળુ જણાય છે, તેમનું કુળ ઉંચુ માલમ પડે છે, તેઓ........

**લશ્કરી**—હવે બસ કર. મોટી પરીક્ષા કરવાવાળો આવ્યો. (ખીચ પાડીને) જોરાવર છે ને બુધ્ધીવાન છે, દયાળુ છે ને માયાળુ છે. મહારાજ મારી તમને અરજ છે કે એ કમદેશીઓને આપણા દેશમાંથી હાંકી કાઢવાનો મને હુકમ આપો. હું આપનું ફરમાન તુરત બજા લાવીશ. અહિંયાં આપણી રૈયત માંડમાંડ પોતાનું પુરૂં કરી શકે છે તેમાં એ પરદેશીઓને કોણ ખાવાને આલશે?

**પ્રધાન**—સેનાપતી સાહેબ, જરા ધીરજ રાખીયે. પરદેશીઓને મહારાજ સનમુખ હાજર થવાનું આમંત્રણ કીધું છે અને તેઓ હમણા આવતા હશે.

**ચોબદાર**—નામવર તેઓ હાજર છે.

**પ્રધાન**—રજુ કરો.

[ નર્યોસંગધવલ ને આઠ દશ જાડા ઉંચા ઇરાનીઓ હાજર થાય છે, જેઓને જોઇ દરબારીઓ, રાજા, પ્રધાન વગેરે ઠંડા થઇ જાય છે. દસ્તુર નૈર્યોસંગ દરબારમાં દાખલ થતાં ગાદીપર બીરાજેલા જાદીરાણાને આશીષ દે છે.]

**નૈર્યોસંગ**—રાજ રંગ તુજ અમર તપો, અમર રહો સુખ ધામ—
રિપુ રંજે પુર રહો, કિરતી ચમકો મૂદામ.—૧.—

જુગ જુગ જીવો સુખમે સદા—જય વિજય જયરાજ
હમ ગરજવંત અભાગીયા, પરદેશી મોંતાજ.—૨.

(કીસ્સએ સંજાન.)

**જાદીરાણા**—હે! પરદેશી અભાગીયા, કોણ દેશ શું ગામ—
રંગ રૂપે ગોરા ને બળીયા, (તમ) દીસો છો પુર હામ.—૧.

હે! ચતુર—ચાતુર ગરજવંતા, શું ધર્મ શું નામ,
શું કરશો સંજાનમાં, રહી વસીને કામ.—૨.

(કીસ્સએ સંજાન.)

**નૈર્યોસંગ**—સલામત રહો રાય તારૂં તખત,
રહો તારૂં કાયમ રોશન બખત.

બયાન શું કરૂં હાલ કમબખ્તીનો,
સીતારો હમારો છે બરગશ્તીનો.

વતન છે હમારૂં, મુલ્ક ઇરાન,
અવલાદે, છઇએ, નૌશીરવાન.

બળમાં છિએ હમ રૂસ્તમ સમાન,
શસ્ત્રો હમારાં છે તીરો કમાન.

તલવાર, ખંજર ને ગુરજ ગદા,
હમારી કમરપર રહે છે સદા.

દિલે દયાળુ, સબરમે શુરા,
વચનના સાચા યકીનના પુરા.

ધરમને થકી છોડી છે સર ઝમીન,
અરબથી થઇ છે પામાલ દીન.

જુલમગારોથી હમ ભટકતાં થયાં,
લઇ બાળ બચ્ચાં રખડતાં થયાં.

હમારે પડી કાને એવી ખબર,
કે રાજા છે સંજાનનો દાદગર.

હમારા ધરમની ધરી દિલદાર,
હમોને પનાહ દે, ઓ સરતાજ.

વસી ત્યાં બનીશું સદા તાબેદાર,
કદમપર કરીશું જીવને નેસાર.

(કીસ્સએ—સંજાન. ધ. ન. ૫.)

**જાદીરાણા**—હે પરદેશીઓ, તમારી હકીકત સાંભળી મને તમો ઉપર અત્યંત દયા ઉપજે છે. મારી રાજધાનીમાં વસવા માટે તમો ઇચ્છા કરી રહયા છો એ ખરૂં, પણ પરદેશીઓને હમારા દેશમાં વસવા દેવામાં ભારે જોખમ સમાયેલો છે. છતાં જો અમુક શરતો કબુલ રાખી તમો

અહિંયાં વસવાટ કરવા રાજી હો તો તમને મારા રાજ્યમાં રહેવાની તક આપવાને હું તૈયાર થઇશ. બોલો તમો હમારી શરતો માન્ય રાખશો ?

**પ્રધાન**—મહારાજ, આપનું કહેવું તદ્દન વ્યાજબી છે. મને પણ આ પરદેશીઓ માટે દયા ઉપજે છે. આપ નામદાર જે શરતો સુચવો તે પ્રમાણે તેઓ વસવાટ કરે તો ભાઇબંધ પ્રજા તરીકે આપણે તેમને સહાય કરી શકશું, તેમનાં સંકટ ટાળી શકશું. બોલો ભાઇઓ તમો હમારી શરતો કબુલ કરશો ?

**નૈર્યોસંગ**—મહારાજ—

જમે છે ભાત એઠો પણ, મટાડવા ભુખને ભુખ્યો,
પુરે છે પેટનો ખાડો, બની ઉપકારી તે દુખ્યો.

ઉઘાડા અંગને ખાતર, મળે જો વસ્ત્ર ફાટેલું
અનેક આભારથી લેશે, ગમે તેવું તે હો મેલું.

ગરીબ મહોતાજને જે મળે, શુકરાના કરી ખાય છે,
સૌની કસોટીનાં દીન, એમજ પુરા થાય છે.

ભીક્ષુક બની આવ્યા હમે, ભીખ તમારી માંગવા,
શરતો સૌ કબુલ રાખશું, છુટ આપો ધર્મ પાળવા.

**સેનાપતિ**—ભીક્ષુકોને ભીખ કદી માંગ્યા પ્રમાણે નહી મળે.

**પ્રધાન**—મંજુર કરો જો શર્ત તો, વસવાટ કરો આવી ભલે.

**એક ઇરાની**—આવ્યા હમે આ હિંદમાં, તજી વતન ઇરાન,
ભારતવાસી શ્રધ્ધા રાખો, ન થઇશું બેઇમાન.

**બીજો ઇરાની**—હિંદતણી કિર્તીને કાજ, કરશું જશવંતા કામ,
પડખે રહી હિંદ માતને, સુખ દુઃખમાં આવશું કામ.
"સુખ દુઃખે આવો કામ," એ ધર્મનું છે ફરમાન,
ધર્મ હમારો જળવાય તો, હિંદ માટે દઇશું જાન.

**ત્રીજો ઇરાની**—ધર્મ થકી વતન મુક્યું, છોડ્યો અયશઆરામ,
ઉમીદ હમારી એકજ છે, સ્થાપીયે આતશબહેરામ.

**નૈર્યોસંગ**–મહારાજ, અગરજો હમને હમારા માઝદયસ્ની ધર્મ પાળવાની છુટ તમારા રાજ્યમાં મળે તો હમો તમારી દરેક શરતો કબુલ કરવા તૈયાર થઇશું.

**જાદીરાણા**—પ્રધાનજી, આ પરદેશીઓને આવકાર આપનારૂં ગાયન રાજની વીરાંગનાઓ પાસે ગવાડો તેટલાં હું શરતો માટે વિચાર કરૂંછું.

ગાયન.

**ભલે સો સજ્જનો શૂરા, હમારે આંગણે આવ્યા,**
**સાસાની વંશના વિરા, હમારે આંગણે આવ્યા.**
**વધાવીએ ફુલ મોતીડે, કુમ કુમ ભાલપર ધરતા,**
**ઓઘેરા મહેમાન મધુરા, હમારે આંગણે આવ્યા.**
**હિંદુસ્તાનનો સંબંધ તમારો સદા અવીચલ રહે,**
**હમારા થાય કોડ પુરા, હમારે આંગણે આવ્યા.**

શએર.

**ભવિષ્ય વાણી એવી થાય છે, તમો માટે નીરધાર,**
**ઉજવળ કીર્તી પામશો, પરમાર્થ કરી હજાર;**
**ઉદયોગ, ભક્તિ સખાવતથી પ્રકાશશો ઠામેઠામ,**
**હિંદુસ્તાનમાં રેહશે અમર જરથોસ્તીઓનું નામ.**

(મુન્નીબાઇ.)

**નૈર્યોસંગ**—મહારાજ તમારા રાજ્યમાં રહેવા માટે તમો નામવર હમો સાથ શું શરતો કરવા માગો છો તે સંભળાવશો તો હમો તમારા ઉપકારી થઇશું.

( દુહો—રાગ દેસ. )

**જાદીરાણા**--અરેરે હાલ જોઇ તમનો, દિલ મારૂં જળજળે.
ચાહો રહીશ બનવા તમો, શરતો કબુલો આ પળે—૧.

(રૂપક.)

તજી શસ્ત્ર સંગ તીરો, કમન્દ—સમશીર ગદા બાજુ કરો,
ભાષા તજી ઇરાનની—ભારતની મુખે ધરો—૧.
પહેરવેશ તમ નર નારના, બદલી હમારા તમ ફરો,
બોલીયા છો મુખથી જે જે, તેજ ઉચારી આચરો—૨.
વળી વેશવાળ વિવાહ પ્રસંગે, કામ ક્રિયા ધારજો,
હંમેશ સંધ્યાકાળે તમ, આશીર્વાદ દેવારજો—૩.
શરતો કબુલી સર્વતમ, વસજો તમે સંજાનમાં,
ખોલી કહો તમ ભેદોને, હોય ધર્મના જે ધ્યાનમાં—૪.

(કીસ્સએ સંજાન. ધ. ન. ૫.)

---

એક ઇરાની—

દરખતાઁન સોદરેહ દર બર કરદેહ ખુદ બર સૉને ઝરતોસ્તી,
બે હર જા બીન ફેરૂઝાઁન આતેશે સુઝાઁને ઝરતોસ્તી.
અઝીઝા અખ્તરે ઇરૉન હોમાયૂન બૂદોહમ રૈશન,
બે ગરદૅાન તા કે બોદ દઉરાઁન હમી દઉરાઁને ઝરતોસ્તી.
ચુ દર પીરામને એક્લીમે સૉસૉન ખઇમે ઝદ તૉઝી,
તઝલઝોલ નાગેહાન ઓફતાદ દર ઐવાને ઝરતોસ્તી.
ચુ દીદંદ ઇન બલારા અહ્લે ઇરાન ઝૂદ કૂચીદંદ,
ઝે ખાકે પાકે ખુદ યકસર બે હેંદુસતાન ઝરતોસ્તી.
મનેશ, ગુયેશ, કોનેશ રા પાક ગરદૅાન ગરતો મીખાહી,
કે ગરદી રસ્તે ઓ આસુદે દર વોજદાને ઝરતોસ્તી.
બેગર્દે અનહક ઝમાની દર સોતુરે સફહેયે ગરદુન,
બેબીન દાનેશવરૉન રા યક બે યક હયરાને ઝરતોસ્તી.
સઝદ ગર તેશનેગાને મઅરફત હમવારે ગરદાનંદ,
નફસહા તાઝેહ અઝ સર ચશમેયે જુશાને ઝરતોસ્તી.

(હુસેને દાનેશ).

તરજુમો—

સર્વ ઝાડો અને દરખ્તોએ એક જરથોસ્તી મીસાલ પોતાના તન ઉપર સુદરેહ પેહર્યો છે. જ્યાં નઝર કર્યે ત્યાં જરથોસ્તીઓનો જલકતો આતશ રોશન થઇ રહ્યો છે.

જ્યારે ઇરાન સરઝમીનનો સેતારો બુલંદ અને રોશન હતો ત્યારે હકુમત આસમાન તરફ જતી હતી જે હકુમત જરથોસ્તી હતી.

જ્યારે સાસાનીઓની સલ્તનતની અંદર અરબોએ પોતાનો તંબુ ઠોકયો
 ત્યારે એકાએક જરથોસ્તી મેહલને ધરતીકંપ મીસાલ આંચકો લાગ્યો.
ઇરાંનીઓએ જ્યારે આ બલાને આવતી જોઇ ત્યારે કુચકરી અને
 પોતાના પાક વતનને છોડી જરથોસ્તીઓ હિંદુસ્તાન આવ્યા.
તારા વીચાર, વચન અને કામોને પાક કર, જો તું ચાહતો હોય કે
 જીગરમાં એક ખરા જરથોસ્તી માફક તું અઝાદ અને આસુદો રહે.
આ દુન્યાના સફાની સીમાંમાં જ્યાં ગમે ત્યાં થોડો વખત ફરી લે, અને
 જોઇ લે કે એકે એક દાનેશમંદો જરથોસ્ત અને જરથોસ્તીઓથી
 કેવા અચરત છે.
નોઇ જ્ઞાન માટે તરસ્યાઓને લાઝમ છે કે હમેશાં જરથોસ્તી
 ઝરાનાં ઝલકતાં પાણીથી પોતાના જીવને તાજ્ન કરે.

(દી. જી. ઇરાની).

ગાયન.

સર્વે ઇરાનીઓ—

શરતો તમારી છે કબુલ, ઓ સંજાનના રાજપતી,
રૈયત તમારી થઇ રહીશું, ઓ ભારતના ભૂપતી.

(અંતરો.)

આપ ધર્મની છુટ હમને રાજા હમારા છો તમે,
કોલ હમારો આપીએ, કરશું હિંદની સેવા હમે.
ધર્મ હમારો માઝદયસ્નની, તેનેજ રહીશું હમે વળગી,
સંજાનમાં આતશબહેરામ પરથાવી, કરશું આતશની બંદગી.

હિંદમાતા—

ભલે પધાર્યા તમ હિંદમાં, કરજો સેવા તમ ભારતની,
"કિર્તી મેળવજો હિંદમાં," આશીષ છે હિંદ માતની.

સર્વે ઇરાનીઓ— (ગુઠણ પર પડી).

માતા તમો છો હિંદના, માતા હમારાં આ દીનથી,
કૌલ વફાનો આપીયે, નીભાવશું યકીનથી.

હિંદ માતા—

ઉદ્યોગ હુન્નર તમ હિંદના, ઉમંગથી ઉપાડજો,
ગરીબ હિંદ દેશનું ધન, તમે દેશમાંજ રખાવજો.

[સીનરી ટ્રાન્સફર થાય છે.]

ડ્રોપ.



ખેલમાં ભાગ ભજવતી એક્ટ્રેસીસ.

